મારા અંગને કંઇપણ દુઃખ ન દીધું, હવે એ તમારો૦ (૬).

## પાઠ ૯૮ મો.

લાવ (ના) લાવો; લાભ.
સજવું (ક્રિ)રચવું.
નિરખવું (ક્રિ)જોવું.
જગનાથ(ના)જગતનો ધણી; ઇશ્વર.
હયાતી(ના)જીન્દગાની.
સેવના(ના)સેવા; ભક્તિ.
ભાગ્યશાળી(વિ)નસીબવાન; નસીબવાળો.
તુચ્છ(વિ)હલકો; નીચ.
ટાળી(ક્રિ)મટાડી.
જનો (ના) માણસો.
મધ્ય(અ)વચ્ચે; માંહે.
સજ્યા(ક્રિ).બનાવ્યા.
નેત્ર(ના)આંખ, લોચન.
નીર(ના)પાણી.
ઉરે(ના)દીલે;હૈયે.
ભાવ(ના)ચાહના; હોંશ.
પિતુ(ના)બાપ; તાત.
શુભ(વિ)સારૂં, મંગળીક.

## (કવિતાની સમજુતી). (૧૦).

મને ભણાવી ગણાવી નસીબવાન (લાહેર) બનાવ્યો, ને મારી ખરાબ તોફાની આદત મૂકાવી; જેથી કરી લોકોમાં મારી આબરૂ ફેલાઈ ગઇ. હવે એ તમારો૦ (૭).

મેં આ સારો (ઉપભોગ) ઓરીઓ લીધો ને હવે જે લઇશ તેનો આભાર બધો પિતાજી તમારો માનું છું. એ બધા ઉપાયો મારા સુખને-સારૂ તમે રચ્યા છે, હવે એ તમારો૦ (૮).

તમારી આંખોમાં પ્યારના આંસુ લાવીને મને જોતા ને પોતાના કલેજા સાથે લગાવીને દાબતાં; તે વખતે મ્હોડે મીઠા શબ્દ બોલતા, હવે એ તમારો૦ (૯).

હું આજ સુધી નાદાન બચ્ચું ને અજાણ્યો હતો, તેથી તમારો ગુણ મેં મનમાં એકે જાણ્યો નથી; આજ હું હવે જાણીતો (મોટો સમજણો) થયો છું, હવે એ તમારો૦ (૧૦)

જગતનો ધણી જે ઇશ્વર તે જો મને હયાત રાખે, અને મારી ને તમારી જીંદગાની સલામત રહે; તો સાચે ભાવે નિરંતર તમારી સેવા કરૂં, હવે એ તમારો૦ (૧૧).

હોંસથી ભણીને આ સારા છંદ ગણી રાખે, તે પિતાની સેવા

કરવાને નઠારા થશે નહીં; સારૂં જ્ઞાન મેળવીને પછી સારે કામે લાગશે ને આ સારા છંદ **દલપતરામ કવિએ બનાવ્યા છે.** (૧૨).

**પાઠ ૯૯મો.**

વેરીઓ (ના) દુશ્મનો.
ઘાતકી(વિ) નિર્દય;ખુની.
શિકાર (ના) ભક્ષ.
લાગ (ના) દાવ; તક.
બેશુદ્ધ(વિ)ભાન વગરનો.
ઉડાડી (ક્રિ) ફેલાવી.
નિમકહરામી(વિ) ઉપકારને બદલે અપકાર કરવો તે.

**પાઠ ૧૦૦મો.**

ખોરાક(ના)હંમેશનાં ખાવાનો પદાર્થ.
અદેખાઇ(ના)ખાર;દ્વેષ.
નિર્દય(વિ)દયા વગરનો.
વાઘેલા (વિ) સોલંકી.

**પાઠ ૧૦૧ મો.**

વજીર(વિ)પ્રધાન;દીવાન.
પાધર(વિ)સીધો;પાધરો.
કુલ (વિ)બધા; તમામ.
કાફર(ના)લુચ્ચોઆદમી.
અજલ(ના)વાટ, ટપ્પો.
પાટવી(વિ)ગાદીનો અધિકારી, મ્હોટો.

**પાઠ ૧૦૨નો.**

ફુરસદ (ના) નવરાસ.
ઉગમણ(વિ)પૂર્વદિશા.
ખંડણી(ના)ચોથ; કર.
આવકાર(ના આદરમાન.
ચડાઇ (ના) હુમલો.
સમાપ્તિ(ના)આખર;છેડો
સિંહલદ્વિપ—લંકા બેટ.
પડતીદશા—નબળો દહાડો,બેઠી.

**પાઠ ૧૦૩જો.**

નિમકહરામ (વિ)ધણીનું અન્ન ખાઇને તેનું ભુંડું કરે તે.
વિશ્વાસ (ના) ભરોસો.
અવિશ્વાસ(ના)બીનપતીજ, ભરોસો નહીં તે.
ઘરડપણ(ના)બુઢા પણ.
કલેશ—કજીઓ;કંકાશ.
પંડિતો (ના) વિદ્વાન.
અહંકાર(ના)અભિમાન.
બુદ્ધિવાન—અક્કલવંત.
આબાદી (ના) ચડતી.
ખાનપાન ના)ખાવું પીવું
ખોરાકી-પોષાકી.
નીમ (ના) હદ; સુમાર.
સપરમે(વિ)સારે ટાણે.
ગુલામગીરી(ના)ચાકરડાપણું; દાસ પણું.

**પાઠ ૧૦૪થો.**

મારા—કસાઇ;મારનારા.
માલિક (ના) ધણી.
કાચો (વિ) નબળો.
નીવડત (ક્રિ) નીકળત.
રંડીબાજી=વેશ્યાનો સંઘ કરવો તે;છીનાળું.
મોજશોખ(ના)ચેનબાજી
લપટાઇ(કૃ)વીટલાઇ;ફસાઈ.
સમાવતાં—નરમપાડતાં.
રીબાવીને(કૃ)દુઃખદઇને.
નિર્દયપણે—ઘાતકીપણે.
કારભાર(ના)મુખ્ય કામકાજ.
સંતોષ—આનંદ, હરખ.
વગના (ના)તરફેણના.
નસંતાન(ના)સત્યાનાસ.

**પાઠ ૧૦૫મો.**

રંગમેહલ—રંગતાન કરવાનો મોટો મેહેલ.
દેવડી(ના)મથક;મકાન.
ઓલાદ(ના)વંશ;કુળ.
દુવાઇ (ના) આણ.
નીતિ(ના)રીતસર ચાલ-

વાનું ધોરણ.
ગડબડ (ના) તોફાન.
બંદોબસ્ત(ના)ગોઠવણ.

**પાઠ ૧૦૬ઠો.**

સુબેદાર(ના)સરદાર;પલટણનો-ઉપરી.
કાયમ (અ) બાહાલ.
મેળાપ (ના) મુલાકાત.
ફાવતરૂં (ના) દગો.
ઓચિંતો(વિ)એકાએક.
ભોગજોગે(અ)એકાએક.
બનાવ (ના) હકીકત.

**પાઠ ૧૦૭મો.**

ગોળાર્ધ(ના)અરધોગોળ.
વાહાણવટી(ના)નૌકા શાસ્ત્રના જાણનારા.
સમધાત (વિ) સરખો.
શુમારે (અ) આસરે.
વળગીને (કૃ) બાઝીને.
કડકા (ના) ભાગ.
ખબરદાર(વિ)હોંશિયાર.
ખરેખાત(અ)સાચોસાચ
ઢગલે ઢગલા—ઘણું જ.
નીપજ(ના)પાક;પેદાશ.

**પાઠ ૧૦૮મો.**

અજ્ઞાની(વિ)અણસમજુ, ભોળા; વગરશીખેલા.
ભુત (ના) પીશાચ.
ઝોડઝપટ(ના)સપડાવું.
નજર (ના) કુદ્રષ્ટિ.
પ્રકાર (ના) રીત;તરેહ.
સમજુ(વિ)વિચારવંત.
કરડી (વિ)આકરી.
ધગધગતા(વિ)ઉનાઉના
અંગારા(ના)દેવતાનાસળગેલા કોયલા.

**પાઠ ૧૦૯મો.**

પ્રયોગ=કરી જોવું; અજમાસ કરવી તે.
મંછા (ના) ઇચ્છા.
શંકા (ના) વેહેમ.
ચીસ (ના) કીકીઆરી.
લગડી (ના) ઢાળકી.
પડછાયો (ના) ઓળો.
કસર (ના) ખામી.
પરસેવ (ના) પસીનો.
યુક્તિબંધ=હીકમતથી.
ખબરદારી=હોંશિયારી.

ચોકશી=બારીક તપાસ.
ડાકણ (ના) ચૂડેલ.

**પાઠ ૧૧૦મો.**

વંત્રી(ના)ડાકણ;ચૂડેલ.
આણુ (ના) દુવાઈ.
રોણ (ના) તોફાન.
ભાવસાર (ના) જૈનધર્મ પાળનાર હિંદુ લોક.
મધરાત(ના)વચલીરાત
ચાંદરણું (ના) ચંદ્રમાનુ અજવાળું.
ધ્રૂજવા (કૃ)બ્હીવા.
હામ(ના) હિંમત;છાતી.
ચોકીવાળા=પોહોરેદાર.
ડામચિઓ(ના)માચડો.
સ્વામી=ગુરૂ;ઉપદેશી.
શોર બકોર(ના)અવાજ
વિગત (ના) તપસીલ.
વિખ્યાત(વિ) નામીચું.
મસાણ (ના) સ્મશાન.
ફાસફરસ(ના)હવામાંખુલ્લો મૂકયાથી જલદી સળગી ઉઠે એવા એક પદાર્થનું નામ.

## ( કવિતાની સમજુતી ). (૧૧).

પવન આવ્યાથી નેવાં આગળનું નળીઉં ખસીને હેઠે પડયું તે જોઈને કૂતરૂં ભસવા મંડયું. ત્યારે ત્યાં ઘણો હોહાકાર થઇ રહ્યો; ત્યારે

માંહે કોઇ કહેવા લાગ્યો કે હા મેં ચોર દીઠોતો; પછી એ વિષે મ્હોટીમ્હોટી વાતો ઘણીએ કરે. (પણ તેમાંનું શું ?) તો એ પ્રમાણે **અખો સ્વામી** કહે છે કે ભાઈ વેહેમની વાત એવી સમજવી.

**પાઠ ૧૧૧ મો.**

વશીકરણ (ના) વશ કરવાનો મંત્ર.
અપશુકન (ના) ખરાબ નિશાની; ખરાબશુકન
શુકન=ચિન્હ; નિશાની.
પોગળ(વિ)પોલું; જૂનું.
ભુવો(ના)ભૂતપીશાચ કાહાડનાર; ઢોંગી.
શીખાઉ(વિ)ચેલો.
ચેટ(ના)ખેલ.
અજમાવી (કૃ) વાપરી.

**પાઠ ૧૧૨ મો.**

હરતાળ=એક જાતની પીળા રંગની ધાતુ.
કાળ (ના) મોત.
અડતાં(કૃ) અડકતાં.
ખાલ(ના)છાલ;ચામડી.
ગાણા(ના)ગાયન;સારંગી નરઘાંથી ગાતું તે.
કુડાં(વિ)નઠારા; ખરાબ.
આળ(ના)તોહોમત.
અગ્નિ(ના)દેવતા.
ઝાળ(ના)આંચ.
લખમી(ના)પૈસા.
વાસીદું(ના)કચરો;પુંજો
તાલ(ના)મજા;રમૂજ.
છછુંદર(ના)ચેણ.
છીંડુ(ના)વાડ કે ખેતરમાં જવાનો રસ્તો.
છૂટ(ના)જગો; બારી.
ફાંસ(ના)સરાક.
થોબ(ના)પાર;છેડો.

## ( કવિતાની સમજુતી ). (૧૨).

અન્નમાં જેમ કાચો (માર્યા વિનાનો) પારો ખાવો તેવું ચોરીનું ધન છે; કાચી હરતાલ ખાવી તેવો ચોરીનો માલ છે. (૧). માથા ઉપર જેમ મોત ભમેછે તેવો ચોરીનો માલ છે; કૌવચ લાગેથી ખાલ ઉપડે (ચેળ આવે) તેવો ચોરીનો માલ છે. (૨). ગાયન ગાતાં કે સાંભળતાં હોય ત્યાં આવીને કોઇ નઠારા શબ્દ બોલે તેવો ચોરીનો માલ છે. (૩). દેવતાની કેવી ઉની ઝાળ લાગેછે તેવો ચોરીનો માલ છે; કોઈ સખસ જીવતી માખ ગળે (તે પેટમાં રહે નહીં) તેમજ ચોરીનો પૈસો કોઇને પચે નહીં. (૪). આખા કોળાનું શાક નહીં થાય (મોળેલા કોળાના શાકમાં આખું કોળું ભૂલથી જાય નહીં.) તેમ કચરો વાળતાં ભૂલમાં સાંબેલું કહાડી નંખાય નહીં; અને જો કહાડી નાંખીએ તો જોવા જેવો તમાશો થાય, તેવો ચોરીનો માલ છે. (૫). સાપ છછુંદરને મ્હોડામાં ઘાલેછે. હવે જો તે ગળી જાય

છે તો સાપ મરી જાયછે. ને જો સાપ તેને છોડી દેછે તો આંધળો થાયછે તેવો ચોરીનો માલ છે. (એટલે એ માલ રાખે તોપણ દુ:ખ ને બીજાને આપે તોપણુ દુ:ખ થાયછે.) (૬). છીંડું એટલે જવા આવવાનો રસ્તો માળી મોટો રાખે અથવા જવા આવવાની છુટ રાખે તો બકરૂં કહાડતાં ઉંટ પેસે (કરવા જાય કંઇ પાકું તો થઇ જાય કંઇ વાંકું), સરાક કહાડતાં કંઇ મોટો ખીલો પેસી જાય (સાત સાંધે તો તેર તૂટે, તેવો ચોરીનો માલ છે. (૭). ચોરીનો માલ કંઈ રાત દહાડો છાનો રહે નહીં, તેની વાત તો વા લઇ જાય; જેમ બિલાડી મોભામોભ ઊતરી જાય, તેમ અટકાવ કરતાં તેનો પાર આવે નહીં. (૮).

**પાઠ ૧૧૩ મો.**

પ્રસિદ્ધ(વિ)નામીચા.
ધામ(ના)જગો;ઠેકાણું.
રચના (ના) શોભા.
ઢાળીઆં(ના ઢળતાં છાપરાંની અડાળી.
ગૌશાળા(ના)ગાય બાંધવાના ઠેકાણાં.
રસોડું(ના)રાંધણી.
નગારખાનું(ના) નગારા વગાડવાની જગો; નોબતખાનું.
ચોરશી(ના)ચોડાપથ્થર.

**પાઠ ૧૧૪મો.**

સિંહાસન=ગાદી; તખ્ત.
ઝાકઝમાળ (વિ) ચળકચળક;તેજદારદેખાવું
છપરખાટ(ના)પલંગ.
શણુગાર(ના)લૂગડાંઘરેણાં વગેરે ભૂષણ.
માણેકઠારી(વિ)આસો-સુદ પૂનેમનો દિવસ.
તલપૂર(વિ)જરાક.
ખરીદી(ના)હોરત.

**પાઠ ૧૧૫ મો.**

અંગે(ના)તાબે;હવાલે.
સારેછે(ક્રિ)પૂરી પાડે છે.
આરા(ના)ઓવારા;ઘાટ.
કમળ(ના)એકજાતના ફુલ તળાવમાં થાયછે.
દેવસ્થાન=દેવનુ ઠેકાણું.
સાધુ(ના)બાવો, વેરાગી
વસુલ(ના)જમે.
દેવસ્થળ(ના)દેવનુ ઠેકાણું
ખિચોખીચ(અ)પાસે.

**પાઠ ૧૧૬મો.**

હસ્પિતાલ(ના)દવાખાનું.
દાકતર(ના)અંગ્રેજી વૈદ.
કળતર(ના)દુખાવો;દરદ.
કરાર(ના)સુખ;ચેન[કવું.
ઝારવું(ક્રિ)ઊનાપાણીથીશે.
બળતરા(ના)આગ.
જળો(ના) ખરાબલોહી ચૂસી લેનારા લાંબાં જીવડાં.
ખપાટીઆં(ના)કામડી.

**પાઠ ૧૧૭મો.**

ગંઠાઇ—સંધાઇ;બંધાઇ.
કોકીલું(વિ)જરા ઊનું.
ટેભા (ના) ટાંકા.
ઘાએલ(વિ)જખમી.
દરદ(ના)દુખાવો;કળતર

**પાઠ ૧૧૮મો.**

પાસે(અ)બાજુએ.

ફેફસું (ના) જેણે કરીને દમ લેવાય છે તે.
હચમચાટ(ના)હાલચાલ.
શ્વાસોશ્વાસ(ના)દમ પર દમ; સાસ.
શેક(ના)દેવતાનીગરમી
ઉલટી(ના)ઓકારી.
સરવળસરવળ—ખવળ ખવળ.
ખૂન (ના) કાફી.
કાવો(ના)ઉકાળો.

## પાઠ ૧૧૯ મો.

વિકટ (વિ) ભયંકર
અનાડી (વિ) મૂરખ.
ઝોળેઝોળાં(ના)ટોળેટોળાં
ટક્કર (ના) ચોટ.
જોડાજોડ(અ)સાથેસાથે.
વતની (ના) દેશી.

## પાઠ ૧૨૦ મો.

પાટવી(વિ)મોટો;ગાદીનો અધિપતિ.
કોરટ (ના) દરબાર.
ન્યાયાધીશ(ના)ઇનસાફ કરનારા.
અદાલત(ના) કચેરી.
ખાતર (ના)શરમ.
તરફદારી(ના)તરફેણ.
બેહેકેલો (વિ)છાકેલો.
કુકર્મ(ના)નઠારાં કામ.
ગોઠિઓ(ના)મળતિઓ.
ઠર્યા (ક્રિ)સાબીત થયો.
સ્નેહ (ના) મિત્ર.
ક્રોધ(ના)રીસ, તામસ.
બેઅદબી(ના)અસભ્યતા
ન્યાય(ના)ફેંસલો;ચુકાદો
લપડાક(ના)લાત.
અમલમાં—બજાવવામાં

## પાઠ ૧૨૧ મો.

નિર્ભયપણું(ના બેધડક પણું,કશીબીક નહીં તે.
ઉમરાવ(ના મોટામાણસ
આતુર (વિ) હોંશીલા.
દુરાચરણી (વિ)ખરાબ ચાલચલણના.
દરમાયા—પગાર, મુસારા.
વીલો(વિ)ઝંખવાણો.
કારભારી—કરતાહરતા-
સમરશે (ક્રિ) સુધરશે.
તંગી(ના)ખરચનીવેલા.
નભે (કૃ) ગુજરો થાય.
બહાલ (ના) મુકરર.
હિંમતવાન—બાહાદુર.

## પાઠ ૧૨૨ મો.

સપૂત(વિ)સારોછોકરો.
કપૂત(વિ)નઠારો છોકરો.
છિદ્ર (ના) એબ; કાણું.
સવાઇ(ના)ચડિઆતા પણું; સારૂં કામ.
કલંક (ના) એબ; દૂષણ.
વહેવાઇ(ના)કાંમમાં આણીને.
પૂઠ (ના) પાછળ.
જાૂઠ (ના) જુઠાણું.
દાઝે (ક્રિ) દલગીર થાય.
દાતા (ના) સખી,દાતાર
નૂર (ના) પાણી; તેજ.
લજવ્યો (ક્રિ) શરમાવ્યો
કવિજન(ના)કવિતાજોડનાર: કવિલોક.
સકળ(વિ)સંપુર્ણ;આખી
લેશ (અ) જરાએ.
દુષ્ટ (વિ) પાપી.
રૂએ (કૃ) રડે.
બાપીકો (વિ)બાપનો.
બોળે (કૃ)ડબોવે.
આધીન (વિ)તાબે;વશ
મરજાદા(ના)આબરૂ;અંદાજે; ભાર; વક્કર.

## ( કવિતાની સમજુતી ). (૧૩).

જે પોતાની કમાણીનું ખાય ને બાપથી સરસાઇ (ચડયાતા પણું)

કરે; શરીરને રોજ કામમાં આણીને (કસરત કરીને) કુળની એબ ઢાંકે, જેના પાછળ દુનિઆનાં લોકો વખાણ કરે, ને જૂઠું બોલતાં જેનો જીવ ઘણો દુખાય; ને સારા સજ્જન બાહાદુર નરથી જે શરમાવ્યો શરમાય-જેના કવિલોકો વખાણ કરે તે સંપૂર્ણ બધાએ ગુણ જેનામાં હોય, તે વિષે **સામળદાસ કવિ** કહેછે કે હું સાચું કહુંછું કે તેનેજ લોકો સારો છોકરો કેહેછે. (૧).

જેને જરાપણ કુળની આબરૂ (શરમ) નહીં હોય ને પોતાના બાપથી માયાપુંજી જે કંઈ પહોંચી હોય તે ખૂવે, દુશ્મનને નમતો જાય ને જે પાપી માણસના મ્હોડા આગળ પોતાનું દુઃખ રડે પોતાના કૂળની એબ ઉઘાડે ને બાપનો બોલ ઉથાપે (ડુબાવે); સારા આદમીને દુઃખ દે ને પોતાની એબ ઉઘાડે=તાબે રહીને વાંકી મુડી ઘાલી અન્ન ખાય (પ્રસાદ લયા કરે) ને લજ્જા આબરૂ કશી ગણે નહીં, તેને વાસ્તે **સામળદાસ કવિ** કહેછે કે હું સાચું કહુંછું કે તેજ નઠારો છોકરો કેહેવાય છે. (૨).

**પાઠ ૧૨૩ મો.**

એકલશૂરો(વિ)જાતેબાહાદુર;એખ્લો શૂરો.
ઉદમાત—તોફાન,મસ્તી.
લક્ષણ(ના)ગુણ;ટેવ.
મશ્કરો(ના)ટોળિઓ.
ચપળ(વિ)હોશિયાર.
ઠાવકું (વિ)ડાહ્યું,શાણું
ઉદ્યોગ(ના)મહેનત.
ગેરહાજર—હાજર નહીં

**પાઠ ૧૨૪ મો.**

નિભાવ(ના)ગુજરો.
તુરંગ(ના)વિચાર,ખ્યાલ
રાંડીરાંડ—વિધવા સ્ત્રી.
દળણા(ના)લોટ દળવાનુ મજુરીનું કામ.
વેલા(ના)આપદા.
શિક્ષક(ના)શિખવનાર.
ઉમેદ(ના)હોંસ;ઊમંગ.
ભરણ પોષણ=ગુજરાન

**પાઠ ૧૨૫ મો.**

બાઇડા(ના)મરદ,માટીડો
વહાલ(ના)હેત; પ્યાર.
વાજ આવે=મરી જાય.
સરદારી(ના)ઊપરીપણું
ભંગ(કૃ)ભાંગી નાખવું.
મળતાવડો (વિ) હળી જાય એવો.

**પાઠ ૧૨૬ મો.**

ભંડાર(ના)ભર્પુરખજાનો
ખડક(ના)ખરાબો.
ખરાબો (ના) દરિઆના પાણીમાં ઢંકાયલા મજબુત પથરા.
લગભગ(ના)ઘણો ખરો-
ઘોરી(વિ) શરીઆમ.

ગાળીઓ—ગાળા;કરાડી

કલ્પ્યા(કૃ)અટકળથીના
 મ આપ્યાં.

વિસ્તાર(ના)પથારો.

**પાઠ ૧૨૭ મો.**

ધારણ કર્યું(ક્રિ)રાખ્યું.

ચરિત્ર(ના)હેવાલ;ચેન

ઝીણી (વિ) બારીક.

ભાન (ના) સુદ્ધિ;વકુફ.

વેરો(ના)કર.

વોહોરવાને(કૃ) ખરીદક-
 રવાને.

રૂપ(ના)કાન્તિ;ડોળ.

પરગણા (ના) તાલુકા.

**પાઠ ૧૨૮મો.**

નિર્દય(વિ)દયા વગરનો.

ગડબડ (ના) તોફાન.

ઉતરડી (કૃ) ઉતારી.

સમ્યો (કૃ) મટી ગયો.

બલવાખોર(ના)હુલડમ-
 ચાવનાર; ફીતુરી.

ઓઠવણ(ના)બંદોબસ્ત.

**પાઠ ૧૨૯ મો.**

માઠીદશા—નબળા હાલ.

એવકૂફી(ના)મૂર્ખાઈ.

આવકાર(ના)આદરમાન

સ્વતંત્ર(વિ)આપ અ-
 ખ્તિઆરી.

વસુલ(ના)જમાં;ઉઘરાત

ઇજારદાર(ના)ઇજારોરા-
 ખનારા.

રાજકારભાર(ના)રાજનું
 કામકાજ.

શાહાજાદો(ના)બાદશાહ
 નો છોકરો.

બરતરફ(વિ)નોકરીથીર-
 જા આપવી તે.

**પાઠ ૧૩૦ મો.**

દવાખાનું (ના) ઓસડ
 કરવાનું ઠેકાણું.

હમામખાનું (ના) નાહા
 વાની જગ્યા.

તરાપા(ના) લાકડા ઉપર
 પાટીઆં કે બારણાં
 બાંધી પાણીમાં ચ-
 લાવેછે તે.

પૌત્ર=છોકરાનો છોકરો.

ઉઘરાતદાર (વિ) વસુલ
 એકઠું કરનાર.

અણબનાવ=બેબનાવ.

બદી(ક્રિ)તાબે રહી.

રાજચિન્હ (ના)રાજની
 નિશાની.

**પાઠ ૧૩૧ મો.**

પુરૂષ(ના)ભાયડો;મરદ.

અભય વચન(ના) માર
 નહીં એવી કબુલાત.

કાપાકાપ(ના)ખુનામરકી

કોગળીઉં(ના) અધ ઓક

ગેરબંદોબસ્ત=બેતાલ.

અવસ્થા—હાલત,દશા.

**પાઠ ૧૩૨ મો.**

ઉપમા (ના)મુકાબલો.

રાજકાજ—રાજનું કામ

ઢોંગી(વિ)બહાનાખોર.

આસ્તિક(વિ) પરમેશ્વર
 ને માનનાર.

નાહક(અ)વિનાકારણે.

સ્તુતિ—સ્મરણ; પ્રાર્થના.

લોભી(વિ)લાલચુ.

બાદશાહી(ના રાજ ગા-
 દીનો હોદ્દા.

**પાઠ ૧૩૩ મો.**

ખ્રિસ્તી(વિ) વિસવાસી.

ઇશારત(ના)નિશાની.

મસળવા(કૃ)ચોળવા.

વાયદાસર (ના) ઠેરવેલી
 મુદત પ્રમાણે.

અબઘડી(અ)હમણાં ને
 હમણાં.

સઈ(ના)સુથ. દરજી.

ભજન (ના) પરમેશ્વરનુ
 સ્મરણ.

ઘૂમટો(ના)માથાનો છેડો
 મોંપર ખેંચવો તે.

**પાઠ ૧૩૪ મો.**

મુસાફરી—રઝળણ;અટણ

અહીંગી(અ)અધેલી.
બિરાજી(કૃ)દીપી;શોભી.
ટકાઉ(વિ)મજબુત.
ચાપચીપીઆ(વિ)તપાસી કામ કરનાર.
ધાઘરો(ના)ચણીઆ જેવું ઝુલતું લુગડું.

**પાઠ ૧૩૫ મો.**

એડોળ(વિ(કદરૂપી.[રનું
એઢંગુ--કઢંગુ; ઢંગવગ.
શામેલ(અ)દાખલ.
બહાવરું (વિ) ગાભરું.
ખુંધ(ના)ઢેકો.
ઉદાસી(ના)દલગીરી.
હીંગણી(વિ)બટકી.
હૈયું(ના)મન;દિલ.
દિંગ(અ)અજબ;છક.

**પાઠ ૧૩૬ મો.**

જટા(ના)ચોટલાની પેઠે ગુંચવાયલા માથાના બાલ.
ડાંગ(ના)લાકડી;ડંગોરી.
થરથરી--ધ્રુજી;કાંપી.
ખેતરવા(ના)ટીંબા.
બેનપણી(ના)સહીયર.
ઉઝરડા(ના)કાપા;નોહર.
ચીલો (ના) ધરેડ.

**પાઠ ૧૩૭ મો.**

દિલાસો(ના)ધિરજ
સરભરા=સેવા; ચાકરી.
લોથ(ના)મુડદું;લાસ.
વીતેલી(ના)સહન કરેલી
થાક—આરામ, વિસામો.

**પાઠ ૧૩૮ મો.**

વિસામો=આરામ;થાક
સંકટ(ના)દુખ;વીપત.
પજવી(કૃ)દુ:ખ દીધું.
અપરાધ(ના)ગુનો;વાંક.
ક્રોધ(ના)ગુસ્સો.
દોહિલી(વિ)દુ:ખ;હેરાન

**પાઠ ૧૩૯ મો.**

ઉપસેલી(ક્રિ)ઉપસી આવેલી
ચપટી(વિ)બેઠેલી.
જોશી(ના)જ્યોતિષ વિદ્યા જાણનાર.
દૂરબીન ના આઘેનીચીજ જોવાનું યંત્ર.
વખુટા વિ)જુદા.
ઢાલ—ઢોળાણ; ચઢાવ.

**પાઠ ૧૪૦ મો.**

ટોચ(ના)ઉપલો ભાગ.
ગાળો(ના) ભાગ.
નિશ્ચય(ના) નક્કી;ઠરાવ.
અટકળ(ના)કલ્પના.
સંદેહ(ના)વહેમ;શક.
ભાસે—દેખાય;જણાય.

**પાઠ ૧૪૧ મો.**

સાર(ના)મતલબ;તત્વ.
વિભકિત—શબ્દની સાથે આવેલો સંબંધી દેખાડનારો પ્રત્યય.
સંબોધન (ના) સબંધ રાખનાર,(આઠમીવિભકિત). [બીજા.
ઇત્યાદી (અ)એશિવાય
સંબંધ(ના)વળગણ.
પધારો(ક્રિ)આવોજાઓ,

**પાઠ ૧૪૨ મો.**

વિશેષણ ના ગુણ તથા સંખ્યા બતાવનારો
સવાલ(ના)પ્રશ્ન. [શબ્દ.
ભારે વિ મોટું.
ઇનામ(ના)સરપાવ.
મુકરર (વિ)નકકી કરેલો.

**પાઠ ૧૪૩ મો.**

ક્રિયાપદ(ના)ક્રિયા,સ્થિતિ વગેરે બતાવનાર શબ્દ
શકયભેદ(ના)શકિતબતાવનાર ભેદ.
સકર્મક(વિ)કર્મ સહિત.
વર્ત્તમાન(વિ)ચાલતોકાળ
અકર્મક(વિ)જેમાં કર્મ નહીં તે.
ભૂત(ના)ગયો કાળ તે.
મૂળભેદ(ના)નક્કીબતાવ-

નાર ભેદ.
ભવિષ્ય(વિ)આવતો કાળ

**પાઠ ૧૪૪ મો.**

ઉભયાન્વયી (વિ) બે શબ્દને જોડનારો અવ્યય
શબ્દયોગી (વિ) શબ્દને જોડનારો અવ્યય.
કેવળપ્રયોગી(વિ)હરખ, શોક, ગભરાટ વગેરે બતાવનાર અવ્યય.
ક્રિયાવિશેષણ(વિ)ક્રિયાપદનો ગુણ બતાવનાર શબ્દ.
અવ્યય(ના)જે શબ્દમાં ફેરફાર થતો નથી તે.
અચરતી(ના) નવાઈ.
શોક(ના)દલગીરી.
ઊભરા(ના)જોસ્સા.

**પાઠ ૧૪૫ મો.**

સંપ—એકદીલ; એક્કો.
મોઝાર(અ)માંહે.
પેહેરણ (ના)પેહેરવાનાં લૂગડાં.
અતુળ-ઘણું જ.
અબલ(વિ)નબળા.
સબળ(વિ)જબરા.
જુથ(ના)જથો:ટોળું.
સૃષ્ટી(ના)દુનિયાં;પૃથ્વી.
દેહ(ના)શરીર; કાયા.
મતિ(ના)બુદ્ધિ;વિચાર.
સુસંપ(ના)સારો સંપ.
સંપતિ(ના)દોલત.
સાંપડે(ક્રિ)મળે;જડે.
તાંતણો(ના)તાર.
ઝુંડ(ના)જથો.
એકલ(વિ)એખલું;નિરાધાર.
નિજ(સ)પોતાની.
તસ્કર(ના)ચોર.
ત્રાસ(ના)બીક;ડર.
ધકાવે(ક્રિ)ઘસડી જાય.
મેહ(ના)વરસાદ;મેઘ.
પોઢી(વિ)મોટી.

## (કવિતાની સમજુતી). (૧૪).

જ્યારે પૃથ્વી ઉપર લોકોમાં જરાએ સંપ હતો નહીં ત્યારે તેઓ જંગલમાં રહેતો, અને એક બીજાથી ઘણાં ડરતા (૧). તેવારે લુગડાંને બદલે ઝાડની છાલ તથા પાંતરાં ગુંથીને પહેરતા ને જંગલમાં રહીને પોતાની કાયાપર ઘણું દુઃખ ભોગવતા. (૨). પછી જ્યારે ઇશ્વરે તેમનામાં સંપ કરવાની બુદ્ધિ આપી ત્યારે એક બીજાની મહેનતના ફળે તેઓને રહેવાને ઘરબાર મળ્યાં (૩). પછી જેમ જેમ સારો સંપ વધતો ગયો, તેમ તેમ હરકત દૂર થતી થઇ, પછી લોકો દુઃખી ન થાય તેને વાસ્તે જોઇએ તેવી ગોઠવણના ઉપાયો રચ્યા (૪). એવી રીતે નબળા જોરાવર (ગરીબ ને પૈસાદાર) બધા સુખી થયા ને તેઓનાં દુઃખ નાશી ગયા, માટે જરૂર ભાઇઓ તે બધું સંપના કારણથીજ છે એમ તમે સમજો. (૫).સઘળાં સુખ સંપ વડેજ મળેછે, જ્યાં સંપ નહીં ત્યાં ઉદાસપણું સમજવું; સંપના યોગે

પૈસાની પ્રાપ્તિ થાયછે ને લોકોમાં આબરૂ મળે છે. (૬) એક તાર હોય તે તોડાવાની સૌ હિમ્મત ધરે પણ જ્યારે બધા તારનો સાથે જથ્થો કરી તેની જાડી દોરી કરીએ ત્યારે તે કોઇ કાપી શકતું નથી. (૭) આપણા કુટુંબમાં સંપ રાખીએ તો દુશ્મન શું કરી શકે? ઝાડ છે તે બધી ઝાડી ઝાડના જથ્થામાં રહેછે, જો એકલું હોય તો ડાળ પાખડાં ઉડીને કંઇ વારનું ભાગી જાય (૮). છોકરા પોતાની પાસે પડેલા પથરાને સારે ને કાપેછે, તેજ પથરાને જો કોટ બનાવીએ, તો પછી ચોરની ધાસ્તી રેહે નહીં. (૯) જ્યારે વરસાદનો ઉઠાવ થાયછે ત્યારે ધુળને ધોઇને તે ઘસડી જાયછે. પણ જો પછી તે ધુળની મોટી પાળ બનાવીએ તો તેનું તળાવ બને (વરસાદનું પાણી ઘેરાઇ રહે(. (૧૦). માટે હે માણસો તમે સઘળા મળીને સઘળે ઠેકાણે બેસતાં ઉઠતાં સંપ સંપ કરી રેહો, કે જેથી **દલપતરામ કવિ કહેછે** કે તમારા નશીબમાં હોય તેટલું સુખ દુઃખ તમે જાતે ભોગવો. (૧૧).

**પાઠ ૧૪૬ મો.**

વેહેવાર (ના) લેવદેવડ. કે જમવા ખાવાનો સંબંધ.
કાવતરૂં (ના) દગો ફટકો.
દામ(ના) પૈસા.
માપ(ના)ભરત; પરમાણું.
સરત(ના)બોલી; પઠણ.

**પાઠ ૧૪૭ મો.**

બલા(ના)આપદા; પીડા.
બેરવાજબી(વિ) ખોટું.
સંતોષ—આનંદ; હરખ.
ન્યાલ (વિ) નસીબદાર; ગબ્બર.
અધમ(વિ) ખોટું.
વક્કર(ના)ભાર; વજન.
જે(ના)જય; યશ; ફત્તેહ.
ખે (ના) ક્ષય; નાશ.
સોદો(ના) માલમતા.

**પાઠ ૧૪૮ મો.**

વીર (ના) બહાદુરનર.
લબાડી(વિ)જુઠો; લબાડ.
સત્યવાદી(ના)સાચો.
ટેક (ના) નેક; મોટાઇ.
તોલ(ના)ભાર; વક્કર.
ધીર(ના)ધીરજ; સબુરી.
શૂરવીરો(ના)બાહાદુરનર
વેણ(ના)વચન; સુકન.
અનાદી(વિ)અસલની; હમણાંની નહીં.
લાભકારી—ફાયદાકારક.
કાટે (ક્રિ) કરડે.
ઉપમા (ના) સરખાવવું
લજ્જા(ના)લાજ; આબરૂ
વારી (ના) વખત.
ઊંચ (વિ)મોટો; ઊંચો

# ( કવિતાની સમજુતી ). (૧૫).

ટેક વગરના માણસો જેઓ બોલેલું ફરી જાય તેઓ બહુ વાતો બકી જાયછે, પણ તેમાંનો એક બોલ પણ પાળતા નથી; માટે તમે તેવી ખરાબ આદત ન રાખો ને જેટલા બોલ પળાય તેટલાજ વિચારીને બોલો. (૧). પોતાનો બોલેલો બોલ પાળે તેનો ભાર વક્કર વધે, ને જેનો બોલેલો બોલ જૂઠો પડે તેનો વક્કર ઘટેછે; પછી ભાયડા કે બાયડી કોઈ તેનો વિશ્વાસ કરે નહીં, માટે જેટલા બોલ૦ (૨). નાણું જાય તો ભલે પણ બોલેલો બોલ ફરશો નહીં, તેમ એ ગયલાં નાણાં વિશે હું પસ્તાવો પણ કરૂં નહીં; મનમાં ધીરજ ધરીને એવો ટેક રાખો. ને જેટલા બોલ૦ (૩). ઘણા બાહાદુર નરો સાચું બોલનારા સાંભળ્યાં છે, તેઓ વેણમાં (બોલેલા બોલ પાળવામાં) ખૂઆર થઇ ગયા એવી અસલની રીત છે; તેમ એથી તેઓની જગત મધ્યે લાભકારક આબરૂ પણ વધી છે, માટે જેટલા બોલ૦ (૪). જે માણસ મ્હોડેથી બોલે ને તે કામ પછી કરે તેને મોટા જાણવો. ને જે બોલેલા બોલથી ફરી જાય તેને ખોટો સમજવો, ભાઇ એથી લજ્જા આબરૂ જતી રહેશે; માટે જેટલા બોલ૦ (૫) ભસે તે કુતરો પગે કરડે નહીં (કહે તે કરે શું ? ) તો લબાડ (જુઠું બકનાર) પણ તેવાજ ઉપમાં લેછે; ખોટો લવારો કરવો એજ આબરૂ જવા જોગ વખત છે; માટે જેટલા બોલ૦ (૬). શરીરે સુખ થાય કે દુ:ખ થાય તોપણ જે રીતે બોલો એવેજ રંગે રાત દહાડો રહો, (મતલબ કે બોલેલું પાળો); એથી કરીને લોકોમાં ઘણો જશ પામશો, માટે જેટલા બોલ૦ (૭). સુતા ઉઠતા બેસતા સાચીજ વાત કહો; ને જો બોલેલો બોલ પળાય નહીં; એવી શકિત કાચી હોય તો મ્હોડેથી મ્હોટું વેણ બોલો નહીં; એ થકી તમે ઊંચે ઠેકાણે (મોટી પદ્દીએ) જઈ બેસશો; આ સારા છંદ કવિ **દલપતરામે બનાવ્યાછે.** (૮).

**પાઠ ૧૪૯ મો.**

અમલ(ના) સત્તા;હાકમી.
અદલ (વિ)વાજબી;ખરો
જય (ના) ફતેહ;જશ.
તિરસ્કાર(ના) ધિક્કાર;તુચ્છકાર.
આફ્રીન(ના)નીમ;આશા
અહંકારી (વિ) મગરૂર.
શખ્સ (ના) માણસ.

**પાઠ ૧૫૦ મો.**

બાળચરિત્ર(ના)બચપણનાં ચેન.
લંબાણ-લાંબોવિસ્તાર.
શોક(ના) ચરસ; લત.
આદિ(અ)શિવાય,પેહેલું
કુદરતી(વિ)સ્વભાવિક; ઇશ્વરી.
અવિચારી(વિ)વગર વિચારના.

**પાઠ ૧૫૧ મો.**

અંકોડાબંધ(ના)આંકડા સાથે.
પાયદળ(ના)પગેચાલનારૂં લસ્કર.
ધુલીઓ (ના) ધુળનો.
વીખરી(વિ)જુદી પડી.
ભરતખંડ-હિંદુસ્તાન-(ભરત રાજા પરથી નામ પડેલું)
સાંકડે-કબજે; ફાંસામાં
કાળજાં (ના) હૈયાં;મન
ધડકવા (ક્રિ) થરથરવા
કુરાન(ના)મુસલમાનનું ધર્મ પુસ્તક.
સોગન(ના)કસમ:સપત
બારેવાટ(વિ)વેરાનખેરાન
સરહદ(ના સીમા.
તોબા(ના)કાયર.

**પાઠ ૧૫૨ મો.**

આયુષ્ય(ના) આવરદા.
પ્રદક્ષિણા-આસપાસ. ગોળ ફરી વળવું..
ઊપાડી (કૃ) ઊંચકી.
ઘોર (ના) કબર.
આરસ(ના) આરસનો પથ્થર: સંગેમરમર.
વૃત્તાંત(ના) હેવાલ.
મળતિઆ(ના)ગોઠિઆ
નેહેરો (ના) નીકો:નેળ.
ફળફૂલાદિ(ના)લીલોમેવો ફૂલ વગેરે.

**પાઠ ૧૫૩ મો.**

લાલચ(ના)લોભ;ગળકો
ઝુમી (કૃ) લટકી.
શળકી-(ના)ગળકોલાગ્યો
શિકાત(ના)માસ;જીત.
એકલપેટા-પોતાનુંજ. પેટ ભરી જાણે તે.

**પાઠ ૧૫૪ મો.**

ક્ષમા(ના)માફ;જવાદેવું તે
વીલો(વિ) ઝાંખો.
કમનસીબ(વિ)અભાગ્ય.
નિર્ધન વિ)ગરીબ;રંક.
અમથા(વિ)જુઠા;ખોટા
સમ(ના)કસમ;સોગન.

**પાઠ ૧૫૫ મો.**

ફેંદી નાંખવું (ક્રિ)રોળી નાખવું-
કદાપો (ના) અફસોસ.
ખાતર (ના) ઘાસ છાણ વગેરે કોહી ગએલો કચરો
ઊછર્યો(ક્રિ) મોટો કર્યો.
ખારું (વિ) દલગીર,
ભંગ (ક્રિ) ફોક;ભાંગી-જવું નિષ્ફળ.
ખડખડાટ(ના)અવાજ.
જોમ(ના)જોસ્સો.જોર.
નિયમ(ના)ધારો;કાયદો.

**પાઠ ૧૫૬ મો.**

ચોળાચોળ(વિ)ચકચોળ.
ઠીકઠાક (ના) દુરસ્ત.
ગાંઠ (ના) નિમ; નિશ્ચય
મરણતોલ--મરવાજેવો.
અધમુઓ(વિ)અડધોમરેલો.
જળજળીઆં(ના)આંસુ.

**પાઠ ૧૫૭મો.**

રેહેણી (ના) ચાલ.
બહામણ (ના) શીકૃારસ.
દેશાઇ (ના) જાગીરદાર.
આચરણ—ચાલચલણ.

**પાઠ ૧૫૮મો.**

પરઠણ(ના) કરાર;સરત.
જાન (ના) નુકશાન.
ખરખરો(ના) પસ્તાવો.
સામર્થ(ના)જોર: બળ.
ગળગળતે(અ)ધીમે.
ખટપટ(ના) કડાકુટ.
વય(ના)ઉમર;જીંદગી

**પાઠ ૧૫૯મો.**

કષ્ટનષ્ટાષ્ટક(ના)દુઃખ-
નીવારણ થાય તે વિષે
આઠ છંદ.
કળાપો (ના) કકળાટ.
વિલાપ—શોક;પશ્ચાતાપ
નષ્ટાષ્ટક—નીવારણથા-
યતેવિષેઆઠ છંદ.
વારે (ના) મદદે;કુમકે.
તથાપિ (અ) તોપણ.
દીન (વિ) ગરીબ:રંક
વૃથા (વિ)ફોકટ;મીથ્યા.
પૂર્ણ (વિ) પુરો;અખો.
અત્યંત (વિ) ઘણોજ.
કૃપાનાથ—દયાનાધણી.
કથા (ના) વાત.
શિરે (ના) માથા ઉપર.
આરામ (ના) વિશ્રામ.
સંતાપ (ના) દુઃખ.
શ્રેષ્ટ (વિ) મોટો,ઉત્તમ.
સિંધુ(ના)દરિઓ,સાગર
સદ્ય (અ)તુરત.
પ્રલે (ના) નાશ; ફના.
સર્વથા(ના) સર્વે.પ્રકારે.
સર્વદા(અ)હમેશાં;રોજ
શુદ્ધ(ના) ભાન; ખબર.
કૃપાળુપણે (ના) દયાથી.
સાય (ના) મદદ; કુમક.
વેગ (ના) જોસ્સો.
દૃષ્ટિ(ના)નજર; નીઘા.
કલેશ—કંકાશ; કજીઓ.
સરે (ક્રિ) થાય; બને.
અર્થ—મતલબ, માયનો
થીર(વિ)હાલેચાલેનહીંતે

## ( કવિતાની સમજુતી ). (૧૬).

ઓહો પ્રભૂ? હું તો તારો સદા સેવક છું; મારા આત્મા કરતાં તું મને ઘણો વહાલો છે; હવે તમે મને ઘણો સંતોષ આપોને હે દીનદયાળ (કૃપાના ધણી) મારું મોટુ દુઃખ કહાડી નાંખો (૧).

હું ઘણો દુષ્ટ પાપી જીવડો છું; તોપણ તમોતો મોટી રેહેમવાળા જણાઓ છો; તેથી જો આપની છાપ છાપો તો મારા પાપની મૂક્તિ થાય; માટે હે દયાના ધણી૦ (૨).

મારો સગામો સગો વહાલો પ્રભુ તુંજછે, તે શિવાયનો બધો અમથો ખાલી વાદછે તેની વાત હું શી વિસ્તારૂં! તો પણ તમો મારે મૂસ્તકે હાથ મૂકો તો સૌ સારૂં થશે; માટે હે દયાના ધણી૦ (૩).

આ પ્રસંગે મને કોણ સુખ કરે; ને બોલો તમો શિવાય બીજો આ પાપનો પરિતાપ કોણ સમાવે; હું તો નાનો બાળકછું, ને તું તો મારે માથે મોટા ગાજેછે, માટે હે દયાના ધણી૦ (૪).

મને આજને સમે આ દુઃખમાથી બચાવો; ને શોક રૂપી દરિઆમાંથી તુરત મારો ઓધ્ધાર કરો; ઇશ્વર તમે આમારા સઘળા પાપ ફલ્લે મુકામકરી નાંખો; ને હે દયાના ધણી૦ (૫).

તમે સઘળી રીતે રોજ મારી ખબર લીધી; ને દયા લાવીને દુઃખની વખતે મારી સહાય કીધી; તેથી તમો શિવાય હવે આ મારા દુઃખના પોકાર કોણ જાણે; માટે દયાના ધણી૦ (૬).

હું મારા મનમાં એક તમારી ઉમેદ રાખું છું, ને તમારા મ્હોડા આગળ દુઃખે ગરીબાઇથી બોલું છું, મારા બધા પાપને તમે માફ કરો (તોડો), ને હે દયાના ધણી૦ (૭).

મોટા વેગ લાવીને જલદી મારી મદદે આવો; જયારે તમારી દ્રષ્ટી થશે ત્યારેજ મારી ફિકર મટી જશે, ને ત્યારે કાંઇપણ કંકાસથી પછી કકળાટ કેમ રેહેશે! માટે હે દયાના ધણી૦ (૮).

કષ્ટનષ્ટાષ્ટક (દુઃખ નીવારણ થાય તેવા આઠ છંદથી). કોઇપણ માણુસ પ્રભુની પ્રાર્થના પૂરો પ્રેમ આણીને કરે તો તેના મનની ઇચ્છા પાર પડે સઘળા સ્થીર થઇને ઠેકાણે બેસે; આ સારા છંદ **કવિ દલપતરામે** બનાવ્યા છે૦ (૯).

**પાઠ ૧૯૦ મો.**

દૈત્ય (ના) રાક્ષસ.
વસ્તારી (વિ) છોકરાંછૈયાં વાળા. [ણુસ.
ઘરડું પાન (ના) ઘરડો માઉતારો (ના) મુકામ; રાતવાસો.
કોઢારું (ના) ઢોર બાંધવાની જગો.
ઉતાવળા (વિ) આકળા.

**પાઠ ૧૯૧ મો.**

ડમાડોળ (વિ) વાંકું ચુંકું; ડગમગ.
ગરક (કૃ) ડુબી જવું.
અગણોતરા (વિ) સંવત ૧૮૬૯ના સાલના
રાચરચીલું (ના) ઘર શણગારને શોભતો

લશ્કર વગેરે સામાન.
વાવાઝરડું (ના) વાનું તોફાન.
ટાંકયા (ક્રિ) ઢાંકણાથી ચોબા માર્યા.
ચમત્કારી—નવાઇ જેવી.
નિહાળીને (કૃ) ધારી ધારીને; નજર કરીને.

**પાઠ ૧૯૨મો.**

રાક્ષસ (ના) દૈત્ય.
પલાણ (ના) બેસણું.
સોઇયાં-ગટગળી જવું.
ભલમનસાઇ (ના) સાલસાઇ; નેકી.
સપાટાબંધ (અ) પાધરો.
ફાળ (ના) બીક; ધાસ્તી.
ભોગ (ના) કમબખ્તી.
પૂછપરછ (ના) તજવીજ
પાંગોઠાં (ના) પગના ઘુંટણ આગળનો ભાગ.
દરકાર (ના) જરૂર; પરવા.

**પાઠ ૧૯૩મો.**

સરદી (ના) બીનાસ.
મેડો (ના) માળ.
કરવત (ના) બે જણ સામસામાં વેહેરે એવી દાંતાવાળી આરી.
પીઢીઆં (ના) બારોટીઆં
ઝપાટાબંધ—જલદીથી.
કાલાવાલા (ના) વારેવારે.
કરગરીને કેહેવું તે.
પટલાણી (ના) પટેલની બાયડી; પટલેણ.
સંઘર્યો (કૃ) રાખી મૂકેલો.

**પાઠ ૧૯૪મો.**

ભેટ (ના) નજરાણું.
અલમસ્ત (વિ) જબરા.
મસ્તાન (વિ) ઉદમાતી.
ગુમરાણ (ના) પોકાર; સોર
જાૂજ (વિ) હલકી.
ધર્મદાન—ખેરાત; પુન્ય.
ઉદકપ્રવાહ (ના) પાણીનો ધોધ; પાણીનું વેહેવું

**પાઠ ૧૯૫મો.**

ચરચા (ના) ગપસપ; ખુમાટો.
મગતરૂં—ઝીણું જીવડું.
વાતપ્રવાહ (ના) પવનનું નીકળવું.
બેસણે—બેઠકે; આસને.
મશ્કરી (ના) મજાક; હાંસી
ધનધન (અ) સાબાસ. સાબાસ
ચપટી (વિ) સાહેત; જરા.
શેઠાણી—શેઠની બાયડી.

**પાઠ ૧૯૬ મો.**

ખો (ના) ખપ્પ.
વેંતીઆં (વિ) બીલ્લીસપુર
જકર (ના) ધ્રૂજ; બોસ.
ટાઢો (વિ) ઠંડો ધીમો.
સમરી (વિ) સુધરી.
અનેક (વિ) ઘણું; બહુ.

**પાઠ ૧૯૭મો.**

ભાળ (ના) શોધ.
ઉષ્ણતા બાઇ (ના) ગરમી નામે સ્ત્રી.
ખતરી (ના) વણકરની એક જાત.
ગણતી (ના) હિસાબ.
બળીઓ (વિ) જોરાવર. માણસ.
વિમાસવા (કૃ) વિચારવા.

**પાઠ ૧૯૮મો.**

ડાટો (ના) ઢાંકણ; બુચ.
વરાળીઓ (ના) વરાળને રૂપે થયેલો માણસ.
શીરોઇ (ના સાંકડા મોંનું મુસાફરીમાં પાણી રાખવાનું વાસણ.
સજજડ (વિ) મજબુત.
વેહેલા—આપદા; દુઃખ.

**પાઠ ૧૯૯મો.**

દોલતવાળા (વિ) પૈસાદાર
બગાસાં ખાય (ક્રિ) માખી મારે; જોયા કરે.
છૂટકો (ના) નીકાળ.
પસારીશ—પોહોળી કરીશ

**પાઠ ૧૭૦ મો.**

અચકાવું (ક્રિ) અકળાવું.
બથંબથા—સામસામાં.
વૈભવી (વિ) સુખીઆ.
વેહેળા (વિ) નદી; નાળા
જળચક્કી (ના) પાણીનાવે ગથી ચાલે તે ઘંટી.

**પાઠ ૧૭૧ મો.**

પવનચક્કી (ના) પવનના જોરથી ચાલતી ઘંટી.
લક્ષ (ના) ધ્યાન.
સોબતીઓ (ના) સંઘાતી
ખાતા (ના) કારખાના.
આગ્રહ (ના) બળાત્કાર.

**પાઠ ૧૭૨ મો.**

વનિતા (ના) સ્ત્રી; બાયડી
દાવાનળ (ના) વગડાનો અગ્નિ.
સૂત્ર (ના) સુતર.
મેડક (ના) દેડકો.
જસું (કૃ) જેવું.
મહિમા—મોટાઇ; રચના
વિરલો—કોઇએક; શગે
રણછોડ (ના) દેવામાંથી છોડનાર.
ખોડ (ના) ખામી; ચૂક.
સુરજ (ના) સૂરજ.
કવડી (વિ) કડવી.
મંગળ (ના) કલ્યાણ; સુભકારી.
સુખમલ (વિ) સુખવાળો.
ઝીપડ (વિ) ઝીંચકાય.
પનોતા (વિ) પરિવારવાળો
ધનપાળ (વિ) ધન સાચવનાર; પૈસાદાર.
ધરનીધર (વિ) પૃથ્વીશ્વર
ગિરધર (ના) પર્વતધરનાર
સંતોષી (વિ) આનંદી.
શીખ (ના) શીખામણ.
પ્રતાપ (ના) કીર્તિ; મેહેર.
નીર (ના) પાણી; તેજ.

## (કવિતાની સમજુતી). (૧૭).

પોતાના નામની મોટાઇ રાખે, એવો ભાગ્યે એકજ પુરૂષ હોય; નામ હોંશથી પાડેછે તો વખત બચપણમાંજ મરી જાય છે; (૧). રણછોડ નામ ધરાવે ને તે વ્યાજ ભરે એ તેનામાં મોટી ખામીછે; નામ જેગીદાસ (સાધુસેવક) ધરાવેછે તે પાસે બે બાયડીઓ રાખેછે. (૨). જેનું નામ સૂરજ જેવું હોય છે તે આંખે કશું દેખતો નથી; શાકરનું નામ ને મીઠી રીત રાખે પણ તેની બોલી નઠારીછે એવું જાણવું (૩). હીરા, મોતી, ને ઝવેર રાખનારા પાસે ખોટો પૈસો હોતો નથી; તેમ મંગળ કલ્યાણ સરખું, પણ દાવાનળ દુઃખે તો પછાડી પલાણ કરેલું (૪) નામવાઘનું ધરાવેને હાથીની રીત રાખે, પણ તેથી શેરનો બોજો પણ ઝીંચકાય નહીં દેવ કૃષ્ણને રામ એ નામ હોય પણ તે શાકામ કરેછે તે

કોણ જાણે. (૫). કુળનું નામ રેહુ એવો છોકરો મળે નહીં તે હીરનું નામ લઈ સુતરથી કામ ચલાવે; તેમ ધનવાળો હોય તે ધંધો કરે ને ઘરણીધર તે મજૂરીએ ફરે છે. (૬). ગીરધર નામ ઘણાનાછે. તેમાં દેવાભાઇને ભાર ઊચકવો પડેછે.—ડાહ્યા નામ ધરાવે ને બોલે ત્યારે ઘેલું ઘેલું તેમ સાચો તે ઓછું તોળીને આપે. (૭). ભલો કહીએ તે ભૂલવી નાંખે, ને સંતોષી તે ઘણું ખામ (પરમેશ્વર તેને આપે); રાજારામ ભીખ માંગે તો ઘેલો સૌને શીખામણ દે છે. (૮). નાનો નામ હોય પણ વખતે તેનામાં ઘરડા જેટલી અક્કલ હોય, તેવારે પ્રતાપ નામ (કીર્ત્તિ) મેળવેલો માણસ હોય તેને પણ કોઈ ન પૂછે; જેનું નામ ચતુર હોય તે ચાડી કરે ને નાગ તે દેડકાથી બીએ. (એટલે વખતે મોટામાં નાના જેટલી હિમ્મત હોતી નથી). (૯).

**પાઠ ૧૭૩મો.**

ચાલ (ના) રીવાજ;ચાલ.
એકસંપ(ના)એક દિલ.
બાપદાદા(ના)ઘરડાવરડા
ખાદી(ના)દોડી.
અટારા(ના)અખુલખડા

**પાઠ ૧૭૪મો.**

ટેબલ (ના) મેજ.
વાસે (ના) વખત.
વહેલ(ના)સ્વારીનીગાડી.
ફરક (ના) ફેર;તફાવત.
લાંછન (ના એબ.બટ્ટો.
બટ્ટો(ના)કલંક; દુષણ.

**પાઠ ૧૭૫મો.**

આશિર્વાદ (ના)અશિષ; સારી દુઆ.
હજુરી—ખીદમતગારી.
ઈર્ષા (ના) અદેખાઈ.
દક્ષણા (ના) ધર્મદાખલ બ્રાહ્મણને જે પૈસા આપવા તે.
ફજેતી (ના) ગેરઆબરૂ
દેવડી (ના) મકાન.

**પાઠ ૧૭૬મો**

પાકું (વિ)વજ્જર;રીઢું
ફગવું(વિ)બોલ્યું નપાળવું; ઠગવું.
ફિટકાર (ના) તુચ્છકાર.
ડગમગતું(વિ)હાલતું.
મરદ(ના)ભાયડો નર.
આરંભ (ના)શરૂઆત

**પાઠ ૧૭૭મો.**

ગિરીરાજ (ના)પર્વતનો રાજા.
ખ્યાત (વિ) પ્રખ્યાત.
મિષ્ટ (વિ) મીઠો.
સ્વાદુ (વિ) સ્વાદદાર.
વીજ (ના) વીજળી.
ટાણે (ના) વખતે.
સોમ (ના) ચંદ્ર.
ઝુકી (ક્રૃ) નમી.
નિર્મળા (વિ) [illegible]

| | | |
|---|---|---|
| ઝરણાં(ના)ઝરા;નાળા. | રોજગારી (ના) વેપારી | જૈન(ના)શ્રાવક લોકો. |
| શીળો (વિ) ઠંડો;ટાઢો. | પરાં (ના) વેગળા. | ધર્મ (ના) આચાર. |
| સુગંધી (ના)સુગંધવાળો | જતાવેત=જતાં વારને. | સ્થાન(ના)ઠેકાણું,જગો |
| ઓપે (વિ) દીપે. | ટેવો (ના) ધારો. | દેવી (ના)માતા. |

## (કવિતાની સમજુતી). (૧૮).

જેમ આકાશમાં વરસાદ ચડી આવ્યો હોય, તેવો આબુ પર્વત વેગળેથી દેખતાં મનને ગમ્યો કુંડમાંનો દેવતા વીજળી જેવો દેખાય એવોજ આજે મોટો આબુ પર્વત (પર્વતનો રાજા) દીઠો. (૧). પૂનમને દહાડે સાંજના ટાણે સૂર્ય ને ચંદ્ર બેઉ ઘંટ બન્યા હોય ને કોઈ કહે કે દેવનો હાથી જેવો પર્વત દીપે છે, એવોજ આજે આબુ૦ (૨). તમે કદાચ ઉપર જઇને આંખ ઉઘાડીને જુઓ,તો ઝાડનાં ઝુંડની ઘણી ઝાડીઓ ઝુલી રહી છે,—ત્યાં માંગ્યો ઘણો સ્વાદદાર મેવો મળે, એવો આજે મોટો પર્વત૦(૩). ત્યાં વાઘ, વાંદરાં, સિંહ. ને હરણ રેહે છે,ને હમેશાં નિર્મળ પાણીનાં ઝરણ વેહેછે, ઠંડો અને સુગંધદાર પવન વાય છે એવો આજે મોટોપર્વત૦ (૪). સારા ફૂલની ઝાડીઓ પણ લેહેકાઇ રહીછે, અને કુવા વાવ કુંડ આગળ ઘણાં દીપેછે; મોટાં દેવનાં સ્થાનકોમાં દેવનો વાસો છે; એવો આજે મોટો પર્વત૦ (૫). જ્યાંહાં બંગલાં બંધાઇને બજારો થઈ છે, ને વેપારીઓ ધોક્કારે વેપાર કર્યા જાય છે; જેવો લેનારને માલ જોઇએ તેવો મળે છે. એવો આજે મોટો પર્વત૦ (૬) ત્યાં તે તેર ગાઉ ઘેરાવાના તળાવમાં, અગ્યાર ગામનાં લોક પાણી પીવા આવેછે:—જ્યાંહાં કે જેઠ માસમાં પ્રસેવો જરાએ જણાતો નથી એવો આજે મોટો-પર્વત૦ (૭). અષાડ મહિનામાં આવેનાં વાદળાં પાસે આવે, ને જતાં વારને જોવાની રીત દેખાય;—જેમ તમે ધુણીનો ધુમાડો કેમ ધારો, એવો આજે મોટો પર્વત૦(૮). જેમાં જૈન ધર્મના હિંદુ લોકોનાં મોટા-દેવ સ્થાનકો છે, અને એમાં મોટી

પ્રખ્યાત અર્બુદ માતા છે; આ બધી વાતો જાણવાને વાસ્તેજ કહી છે, ને આ સારા છંદ **કવિ દલપતરામે બનાવ્યાછે.** (૯).

## (ગૂજરાત દેશનો ઇતિહાસ).

## (વાઘેલા વંશ સુધી).

સ—ગૂજરાત પ્રાંત કયાં છે, ને તે લાંબો પોહોળો કેટલો છે?

જ—એ પ્રાંત હિંદુસ્તાનની પશ્ચિમ દિશા તરફ છે, તે આસરે ૩૦૦ ગાઉ લાંબો, ને ૧૮૦ ગાઉ પોહોળો છે.

સ—બોલો ગૂજરાત નામ શાથી પડયું તે તમે જાણો છો!

જ—હાજી, રૂશિઆના રાજના સીમાડાપર જારજીઆ પ્રાંતછે ત્યાંથી ગૂજર લોક પંજાબ મારવાડ વગેરે ઠેકાણે આવીને વસ્યા, અને ત્યાંથી ઇસવીસન ૭૦૦ની શાલમાં ગૂજરાતમાં આવ્યા, ત્યારથી ગૂજરાત નામ પડયું એવું કેટલાક કહે છે.

સ—ગૂજરાત પ્રાંતની મર્યાદા બોલો!

જ—ઉત્તરે મારવાડ ને મેવાડનો કંઇક દેશ; પશ્ચિમે કચ્છનું રણ ને આર્બિ સમુદ્ર, દક્ષિણે આર્બિ સમુદ્ર ને થાણા જીલ્લો; પૂર્વે માળવા, ખાનદેશ, ને મેવાડનો કંઇક મૂલક છે.

સ—ગૂજરાત પ્રાંતના કેટલા ભાગ કીધા છે?

જ—એના જીલ્લા, ઇલાકા, તથા સંસ્થાન મળીને ૧૧ ભાગ કીધા છે, તેનાં નામ સુરત જીલ્લો, ભરૂચ જીલ્લો, ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, કાઠિયાવાડ ઇલાકો, પાલણપૂર ઇલાકો, મહીકાંઠા ઇલાકો, રેવાકાંઠા ઇલાકો, સુરત ઇલાકો, ગાયકવાડનું સંસ્થાન, ખંભાતનું સંસ્થાન.

સ—ગૂજરાત પ્રાંતના મોટાં મોટાં શહેરો બોલો?

જ—સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ, ખંભાત, ભાવનગર, રાજ-

કોટ, ધોરાજી, ધોળેરા, જુનાગઢ, માંગરોળ, મોરબી, નવાનગર, પાલણપૂર રાધણપૂર, ડીસા, સાદરા, ઇડર, લુણાવાડા, વડનગર, વીશનગર, પાટણ નાંદોદ ને વડોદરૂં.

સ—ગૂજરાતમાં અસલ મોટાં શહેરો ક્યાં હતાં ?

જ—દ્વારીકાં, પ્રભાસ પાટણ, વલ્લભીપુર, ચાંપાનેર, ને પંચાસર.

સ—ગૂજરાતની મોટી નદીઓ બોલો ?

જ—તાપી, નર્મદા, મહી, ઢાઢર, સાબરમતી, સરસ્વતી, ભાદર, બનારસ, ભોગાવો, અને શેત્રંજી.

સ—ગૂજરાતના મોટા મોટા પર્વતો બોલો ?

જ—ગીરનાર, શેત્રુંજો, પાવાગઢ, ચોટીલા, અને તારંગા પાહાડો.

સ—ગૂજરાતમાં મોટી હિંદુઓની તીર્થની જગ્યાઓ કઇ છે ?

જ—ડાકોર, ગોહલવાડ, ગીરનાર, દ્વારીકા બેટ, પાલીતાણા, પ્રભાસ-પાટણ, અંબાજી, બહુચરાજી, ને શામળાજી.

સ—ગૂજરાતની અસલની રાજધાની કઇ ને હાલની રાજધાની કઇ અને તે બંને કઇ નદીઉપર છે ?

જ—અસલની રાજધાની પાટણ સરસ્વતી નદી ઉપર, ને હાલની રાજધાની અમદાવાદ સાબરમતી નદીઉપર છે.

સ—સુરત, ભરૂચ, વડોદરૂં, ખેડા, નડિઆદ, અમદાવાદ, અને આખા ગૂજરાતમાં કેટલા માણસની વસ્તી છે ?

જ—સુરતમાં ૧૦૫૮૪૪, ભરૂચમાં ૭૩૨૮૦, વડોદરામાં ૧૩૦૦૦૦ ખેડામાં ૧૨૦૦૦, નડિઆદમાં ૨૧૦૦૦, અમદાવાદમાં ૧૩૦૦૦૦ અને કુલ ગૂજરાતની વસ્તી આસરે ૭૦ લાખ છે.

સ—ગૂજરાતની મુખ્ય પેદાશ શું છે ? [કાચ, બે સાબુ વગેરે.

જ—ગોળ, કપાસ, મીઠું, તમાકુ, અફિણ, કીનખાબ, મસરૂ,

# (ચાવડા વંશ).

સ— વળા ગામ ક્યાં છે, અને અસલ વલ્લભીપૂર નગર ક્યાં હતું ?

જ—કાઠીઆવાડમાં ભાવનગર પાસે ગોહલવાડમાં ચમારડીના પાહાડ છે તેના થડમાં વળા ગામ છે, ને તેજ ઠેકાણે પૂર્વે વલ્લભીપૂર નગર હતું. [નગરનો કોણે નાશ કર્યો ?

સ—વલ્લભીપૂરમાં કયો રાજા રાજ કરતો હતો, ને પછી એ

જ—એમાં શીલાદીત નામે રાજા રાજ કરતો હતો. શીલાદીત લડાઈમાં મરાયો ત્યારે મલેચ્છ રાજાએ એ નગરનો નાશ કર્યો.

સ—વલ્લભીપૂરના નાશ વીષે અસંભવિત વાતો શું ચાલેછે ?

જ—એવી ગપ ચાલેછે કે એ શેહેરમાં ઇસાવળાના ડુંગર આગળ એક સાધુ પોતાના ચેલા સાથે ઉતર્યો હતો, તે ત્યાં ભીખ માગવા ગયો પણ કોઇએ તેને ભીખ આપી નહીં, તેથી તેણે ભઠનો લઈ ઊંધો વાળતાં કહ્યું કે આ શહેર ઉંધું વળજો ને ધુળ મળજો, તે કહેતાંજ વલ્લભીપૂર દટાઇ ગયું.

સ—વલ્લભીપૂરના નાશ વિશે માનવા જોગ વાતો શું છે ?

જ—માનવા જોગ વાતો એવી છે કે એ શહેરમાં મારવાડના પાલી શહેરથી કોઇ કાકુ વેપારી આવીને વસ્યો હતો, તેની છોકરી પાસે જડાવ સોનાની એક કાંસકી હતી, તે એક દિવસે એ શીલાદીત રાજાની છોકરીએ જોઇ, તેથી તે કાંસકી જોરજુલમથી શીલાદીતે તેની પાસેથી લઇ લીધી તેથી કાકુ મલેચ્છ રાજા પાસે ગયો ને તેને એક લાખ સોનૈયા આપવા કબુલ કરીને શીલાદીત પર ચડાઇ કરાવી, જેમાં શીલાદીત માર્યો ગયો, અને **વલ્લભીપૂરનો નાશ** થયો. [ને તેઓએ કયા નગરમાં રાજધાની કરી?

સ—વલ્લભીપૂરનો નાશ થયા પછી ગુજરાતમાં કયા રાજાઓ આવ્યા

જ—ચાવડા જાતના રજપૂત રાજા આવી વસ્યા, ને પંચાસર નગરમાં

પોતાની રાજધાની કરી. [રની ગાદીએ ક્યારે બેઠો ?

સ—ચાવડા વંશનો પહેલો રાજા કયો, ને તે પંચાસર નગ-

જ—પહેલો રાજા **જયશીખરી,** તે સન ૬૯૬ માં ગાદીએ બેઠો.

સ—જયશીખરી સાથે કયા રાજાએ લડાઈ કરી, ને તેમાં શું થયું ?

જ—જયશીખરીસામા પહેલો કલ્યાણીનો **ભૂવડ રાજા** થયો તેણે લડાઇ કરી, તે લડાઈ બાવન દિવસ ચાલી, તેમાં આખરે જયશીખરી હાર્યો ને ભૂવડ જીત્યો. [ઉસ્કેરાયું ?

સ—ભૂવડ રાજાનું જયશીખરી સાથે લડાઇ કરવાનું મન શાથી

જ—કોઇ શંકરનામે કવિ એક વખત કલ્યાણી ગયો, ને કલ્યાણીના **ભૂવડ** રાજાના દરબારમાં કેટલાએક કવિતો કહી સંભળાવ્યાં ને ગૂજરાતના એવાં વખાણ કર્યા કે ઘણો ફળદ્રુપ છે ને એમાં ઉપજ નીપજ સારી છે, ત્યારથી ભૂવડ રાજાનું મન ગૂજરાત પર ચઢાઈ કરવાને ઉસ્કેરાયું, તેમાં પહેલી જયશીખરી સાથે લડાઈ કરી તેનું રાજ જીતી લીધું.

સ—કલ્યાણી તથા પંચાસર નગર કયાં છે ?

જ—**કલ્યાણી** દક્ષિણ હિંદુસ્તાનમાં છે, **પંચાસર** ઝીંઝુવાડાની પાસે કચ્છના રણ આગળ છે. [હાલ થયા ?

સ—જયશીખરીના સાળા તથા બાયડીનું નામ શું, અને તેના શા

જ—જયશીખરીનો **સાળો સુરપાળ** ને તેની બાયડીનું નામ **રૂપ સુંદરી**. ભૂવડ રાજાની સાથે લડતી વખત **રૂપસુંદરી** દહાડાવાળી હતી તેથી જયશીખરીએ પોતાના સાળાને કહ્યું કે તું તારી બેનને કોઇ નિર્ભય જગ્યાએ મૂકી આવ, કે એને છોકરો થાય તે મારૂં વેર વાળે. તે પ્રમાણે સુરપાળ **રૂપસુંદરીને** મૂકી આવ્યો, ને પાછો આવીને જોયું તો પોતાનો બનેવી જયશીખરી મરાયો દીઠો, તેથી તે પોતાંની

બહેનને મોં દેખાડતાં લજવાયો માટે ગીરનારના પાહાડમાં ભરાઇને તે સારા અવસરની રાહા જોતો હતો.

સ---રૂપસુંદરીની બરદાસ વનમાં કોણે કરી અને તેને શું અવતર્યું?

જ---એક ભીલડીએ રૂપસુંદરીની બરદાસ કરી, ને છોકરો અવતર્યો?

સ---એ છોકરાનું નામ શું અને તે કોણે પાડયું ?

જ---શીલગુણસુરી નામના સાધુએ એનું નામ વનરાજ પાડયું.

સ---વનરાજ એટલે શું, અને તે નામ શાથી પડયું ?

જ---વનરાજ એટલે વનનો રાજા, કેમકે તે વનમાં જન્મ્યો હતો.

સ---વનરાજે કયું શહેર વસાવ્યું, અને તે કયા વરસમાં ?

જ---અણહિલવાડ જેને હમણાં પાટણ કહેછે તે સન ૮૦૨માં.

સ---પાટણનું નામ અણહિલવાડ પાડવાનું વનરાજને શું કારણ હતું?

જ---**અણહિલ** કરીને કોઇ ભરવાડ હતો, તેણે વનરાજને જવા આવવાના રસ્તા બતાવ્યા તે ઉપરથી વનરાજે પોતાની રાજધાનીનું નામ **અણહિલવાડ** પાડયું.

સ---વનરાજ કોની ગાદીએ બેઠો, તે કયા વરસમાં ?

જ---પોતાના બાપ જયશીખરીની, સન ૭૪૬ માં.

સ---વનરાજ ગાદીએ બેઠો ત્યારે તીલક કોની પાસે કરાવ્યું; અને તેની પાસે કરાવવાનું કારણ શું હતું ?

જ---શ્રીદેવી નામે કોઇ વેપારીની સ્ત્રીએ વનરાજને જમાડયો હતો તેથી તેની પાસે તીલક કરાવ્યું.

સ---વનરાજે પ્રધાન કોને બનાવ્યો, ને તે પ્રધાને કયું શહેર [વસાવ્યું ?

જ---ચાંપો નામે વેપારી હતો તેને પ્રધાન બનાવ્યો, એણે રેવાકાંઠામાં ચાંપાનેર શહેર વસાવ્યું.

સ---વનરાજ કેવો રાજા હતો; ને કેટલા વરસ રાજ કરી ક્યારે મરણ [પામ્યો ?

જ——વનરાજ એ મહા જોરાવર અને બહાદુર રાજા થઈ ગયો. તે ૬૦ વરસ રાજ કરીને સન ૮૦૬માં મરી ગયો.

સ——વનરાજ મૂઆ પછી એક પછી એક કયા રાજાઓ થયા ?

જ——વનરાજ પછી તેનો છોકરો યોગ્યરાજ; પછી તેનો છોકરો ખેમરાજ, પછી તેનો છોકરો **ભુવડ** અથવા **પીથુ,** પછી તેનો છોકરો **વીજયસીંગ,** પછી તેનો છોકરો **રત્નાદીત,** ને છેલ્લા રાજા રત્નાદીતનો છોકરો **સામતસંગજી** થયો.

સ——એ બધા રાજાઓમાં યોગ્યરાજ કેવો રાજા થઇ ગયો, અને એના વખતમાં કોઇ વેપારીનાં વહાણો કોણે લૂટયાં હતાં ?

જ——**યોગ્યરાજ,** મોટો બાહાદુર ને ઘણું ભણેલો હતો. તેમજ તે તીર મારવાનું કામ સારૂ જાણતો હતો. એના વખતમાં એના દીકરા **ખેમરાજે**, પાટણ સોમનાથને બંદરે કોઇ વેપારીનાં વહાણો લુટયાં તેથી યોગ્યરાજે તેને ઘણો ઠપકો દીધો, ને કહ્યું કે તે મારી આજદીન સુધીની મેળવેલી આબરૂ ધુળ કરી નાંખી.

સ——ખેમરાજ કેવી રીતનો માણુસ હતો ?

જ——ખેમરાજ મીજાજી સ્વભાવનો હતો. અને સગાં સાથે તેને સંપ નહોતો.

સ——ચાવડા વંશના છેલ્લા રાજા સામતસંગજીને પેટે છોકરૂં ન હતું. તેથી તેની ગાદીએ કોણ બેઠું. ?

જ——સોલંકી વંશમાંનો એની બહેનનો છોકરો મૂળરાજ ગાદી ઉપર બેઠો.

સ——મૂળરાજને સામતસંગજીએ ખુશીથી ગાદી ઉપર બેસાડયો કે તે પોતે જોરજુલમથી બેઠો ?

જ——કેટલાએક એમ કહેછે કે સામતસંગજીએ દારૂની ઘેનમાં મૂળરાજને ગાદીપર બેસાડયો, પણ શુદ્ધિ આવી ત્યારે ના કહી; ત્યારે **મૂળરાજ**

ફોજ જમાવી હુમલો કરી ગાદીપર બેઠો.

સ—સામતસંગજી એ કેવો માણસ હતો. ને તે ક્યારે મરી ગયો ?

જ—એ સાચો માણસ નહીં હતો. હમણાં બોલે કંઇ તો ફરીને બોલે કંઈ, ગુણ અવગુણની તેને જાણ નહોતી, તે સન ૯૪૨ માં મરણ પામ્યો.

સ—ચાવડા વંશ કેટલાં વરસસુધી ચાલ્યો ?

જ—સન ૬૯૬ થી તે સન ૯૦૨ સુધી; એટલે ૨૪૬ વરસ.

## (સોલંકી વંશ).

સ—સોલંકી વંશનો પેહેલો રાજા કયો, અને તે કોનો છોકરો ?

જ—**મુળરાજ**, એ કલ્યાણીના ભુવડ રાજાની ચોથી પહેડીએ ભુવનાદીત્ય રાજા થયો, તેને ત્રણ છોકરા હતા (રાજ, બીજ, દંડક) તેમાં રાજનો એ છોકરો થાય.

સ—રાજ એ કેવો માણસ હતો, અને તે કોની સાથે પરણ્યો હતો ?

જ—એ શુરો ને કીર્તિવંત હતો. તે સામતસંગજીની બહેન લીલાદેવી સાથે પરણ્યો હતો. [પડયું ?

સ—મૂળરાજ ક્યારે ગાદીએ બેઠો, ને તેનું નામ મૂળરાજ શાથી

જ—સને ૯૪૨ માં પોતાનો મામો સામતસંગજી મરી ગયો ત્યારે તેની ગાદીએ તે બેઠો. એ મૂળ નક્ષત્રમાં જન્મ્યો તેથી એનું નામ "**મુળરાજ**" પડયું. [તેનું શું થયું ?

સ—મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે કોણ કોણ ચઢી આવ્યા, અને પછી

જ—મૂળરાજપર પહેલી ચઢાઇ અજમેરના રાજાએ કરી, અને તેની સાથે તૈલંગણના રાજાએ ફોજ આપી પોતાના સરદાર બાર્પને મોકલ્યો. તેમાં અજમેરના રાજાને તો કાંઇક આપીને મૂળરાજે પાછો કહાડયો, અને તૈલંગણના સરદાર બાર્પ ઉપર હુમલો કર્યો, તેમાં તે

સરદાર મરાયો અને તેનું લશ્કર નાસી ગયું. [કોને માર્યો ?

સ—ત્યારપછી મૂળરાજે કયાં ચહડાઇ કરી, અને પોતાની આણ મનાવી

જ—પછી મૂળરાજે સોરઠ ઉપર ચહડાઇ કરી, અને ત્યાંના રાજાને પોતાની આણ મનાવી કચ્છના રાવ **લાખાને** માર્યો.

સ—મૂળરાજે કેટલા વરસ રાજ કીધું, ને તેની પાછળ ગાદીએ કોણ બેઠું ?

જ—૫૫ વરસ--તેના પછી તેનો છોકરો ચામૂડ ગાદીએ બેઠો.

સ—ચામૂડ કયારે ગાદીએ બેઠો ને કેટલાં વરસ રાજ કીધું ને તેણે કયા મુલક જીત્યા હતા ? [મિદાની પેલી તરફના મૂલક જીત્યા હતા.

જ—એ સન ૯૯૭ માં ગાદીએ બેઠો ને ૨૯ વરસ રાજ કીધું. એણે ન-

સ—ચામૂડના વખતમાં કયો પરદેશી રાજા ગૂજરાતમાં આવ્યો, અને ત્યાં તેણે શું કીધું ?

જ—ગીજનીના રાજા સુલતાન મહમૂદે સન ૧૦૨૪ માં એકદમ ગુજરાત માં પાટણ આવીને જીત્યું એટલે ચામૂડ ત્યાંથી નાસી ગયો પછી મહમૂદે ત્યાંથી જઈ એજ વરસમાં સોમનાથનુ દેહેરૂં લુટયું.

સ—ચામૂડને કેટલાં છોકરા હતા, ને તેઓના નામ શું ?

જ—વલ્લભસેન, દુલ્લભસેન; ને નાગરાજ એવા ત્રણ છોકરા હતા.

સ—વલ્લભસેનનું રાજ કોને મળ્યું અને તે શા કારણથી ?

જ—જ્યારે મહમૂદ પોતાને સ્વદેશ જવાને નીકળ્યો ત્યારે **વલ્લભસેન** તેને નમ્યો નહીં તથા વિવેક પણ દેખાડયો નહીં, તેથી તેના ભાઇ **દુલ્લભસેનને** ખંડણી બેસાડી તે રાજ સોંપ્યું.

સ—દુલભસેને કેવી રીતે અને કેટલાં વરસ રાજ કીધું, અને તેમાં તેણે શું શું કામો કીધાં?

જ—એણે બહુ નીતિથી રાજ ચલાવી દેશની આબાદાની કરી. દહેરાં બંધાવ્યાં, ને બીજાં ધર્મનાં કામો કીધાં. **એણે** ૭ વરસ રાજ કીધું"

સ—દુર્લભસેન કોની સાથે પરણ્યો હતો, અને તેનું ઘરડપણ થયું ત્યારે તેણે પોતાનું રાજ કોને સોંપી દીધું ?

જ—મારવાડના મહેંદ્ર રાજાની બહેન **દુર્લભદેવી** સાથે તે પરણ્યો હતો. એનું ઘડપણ થયા પછી એણે પોતાના ભાઇ નાગરાજના છોકરા **ભીમદેવને** પોતાનું રાજ સોંપી દીધું. [કયા રાજાને તેણે જીત્યો?

સ—ભીમદેવ કેવો માણસ હતો, તે ક્યારે ગાદીએ બેઠો, ને પહેલાં

જ—એ રાજા બાણાવળીને મહાબળીયો હતો, તે સન ૧૦૩૨ માં ગાદીએ બેઠો. એ રાજાએ પહેલાં **સિંધના** તથા **ચીંદીના** રાજાને જીતી પોતાની આણ મનાવી. [લુંટી ગયું ?

સ—ભીમદેવે સિંધપર ચહડાઇ કરી ત્યારે પાટણ કોણ

જ—ભીમદેવે જ્યારે સિંધપર ચહડાઇ કરી ત્યારે ભોજ રાજાએ પોતાના સેનાપતી **કુળચંદ્રને** ગુજરાત જીતવા મોકલ્યો હતો; પણ તે પાટણ લુંટીને પાછો આવ્યો. [ને કયા વરસમાં ?

સ—ભીમદેવને કેટલા છોકરા હતા, તેમાં ગાદીપર કોને બેસાડયો

જ—કરણ, મૂળરાજ, ને ખેમરાજ એવા ત્રણ છોકરા હતા–તેમાં ઉદયામતી રાણીના છોકરા કરણને ૧૦૭૨ માં ગાદીએ બેસાડયો.

સ—કરણ રાજાએ કયા લોકોને વશ કર્યા, અને તે કોની સાથે પરણ્યો હતો ?

જ—**મેવાસી** લોકોને રાજા કરણે વશ કર્યા, તે દક્ષિણમાં ચંદ્રપુરનો રાજા રાજકેશી હતો તેની છોકરી **મીહળદેવી** સાથે પરણ્યો હતો.

સ—કરણ રાજા ક્યારે અને કેટલાં વરસ રાજ કરીને મરણ પામ્યો; અને તેના પછી ગાદીએ કોણ બેઠો ?

જ—૧૨ વરસ રાજ કરીને સન ૧૦૮૪ માં મરણ પામ્યો; એના પછી એનો છોકરો **સીદ્ધરાજ જયસીંહ** ગાદીએ બેઠો.

સ—સિદ્ધરાજ નાનો હતો તેથી તેનું રાજ થોડાં વરસ કોણે ચલાવ્યું; અને ચલાવ્યું તેણે તેમાં મોટાં નામદારીનાં કામો શાં કીધાં?

જ—એ મોટો થયો ત્યાં સુધી એની મા **મીનળદેવીએ** ૧૦ વરસ એના નામથી રાજ ચલાવ્યું એ **મીનળદેવીએ** વીરમગામ કસ્બામાં એક **માનસર** નામનું, અને ધોળકા કસ્બામાં **મલાવ** નામનું એવાં બે તળાવો બંધાવ્યાં.

સ—સિદ્ધરાજ અને જ્યારે તેની મા નર્મદા તરફ ગયાં ત્યારે તેનું રાજ કોણ ચલાવતું હતું, અને તે વખતે પાટણ ઉપર કોણે ચહડાઈ કરી હતી. અને તેને શું થયું?

જ—એ વખતે તેનો પ્રધાન રાજ ચલાવતો હતો, તેવામાં માળવાના રાજા **વસોવરમાએ** પાટણ ઉપર ચહડાઈ કરી; તેવારે સિદ્ધરાજના પ્રધાને તેને કંઇક ધન આપી પાછો મોકલ્યો પણ એ વાત સિદ્ધરાજને ગમી નહીં; તેથી તેણે માળવા ઉપર ચહડાઈ કરીને ૧૨ વરસ સુધી લડાઇ કરતાં અંતે તે શહેર જીતી લીધું, ને રાજા **વસોવરમાને** કેદ કીધો.

સ—સિદ્ધરાજનો વિવાહ કોની સાથે થયો હતો, અને તે કુંવરીને કોણ હરી લઈ ગયું હતું?

જ—એનો વિવાહ **રાણીકદેવી** સાથે થયો હતો. એને સોરઠનો રાજા રાણેંગાર હરી લઈ જઇને પરણ્યો, તેથી સિદ્ધરાજ ફોજ લઈને જુનાગઢ ગયો ને તે રાજાને મારી નાંખી તે દેશ પોતાને હાથ કરી લીધો.

સ—પછી તે રાણી **રાણીકદેવી** સિદ્ધરાજને હાથ આવી કે નહીં

જ—હાથ આવી તો ખરી. પણ તે સતી થઇને વઢવાણમાં સિદ્ધરાજની નજર આગળ બળી મુઇ.

સ—સિદ્ધરાજે કેટલાં વરસ રાજ કીધું, ને પછી એ રાજ કોના [હાથમાં ગયું?

જ—એની માએ રાજ ચલાવ્યું તે સાથે સન ૧૦૮૪ થી તે સન

૧૧૪૩ સુધી ૫૯ વરસ એણે રાજ કીધું, સિધ્ધરાજ ને છોકરો હતો નહીં તેથી એના પીતરાઇ કાકા **ખેમરાજના** વંશમાં ગુજરાતનું રાજ ગયું.

સ—ખેમરાજને કેટલા છોકરા હતા, અને તેમાં સિદ્ધરાજની ગાદી કોને મળી ?

જ—ખેમરાજને **દેવપ્રસાદ** કરીને એક છોકરો હતો, દેવપ્રસાદને **ત્રીભોવનપાળ** છોકરો હતો, ત્રીભોવનપાળને (**મહીપાળ, કીરતીપાળ ને કુમારપાળ**) એવા ત્રણ છોકરા હતા, તેમાં **કુમારપાળને** સિદ્ધરાજયની ગાદી મળી.

સ—એ **કુમારપાળને** સિદ્ધરાજની ગાદી શી રીતે મળી ?

જ—કોઈ સામુદ્રકીએ સિદ્ધરાજને કહ્યું કે તારી ગાદીએ કુમારપાળ બેસશે. તેથી તેના ઉપર ખાર લાવી તેને મારી નાંખવાને પોતાના માણસો તેની પાછળ ફેરવતો, તે જાણી જોગીનો વેશ લઇ કુમારપાળ નાસી ગયો, તેમાં એકવાર કુંભારે ને એકવાર ખેડુતે તેને બચાવ્યો; ત્યાંથી નાસીને પોતાના મિત્ર ઉદાયન પાસે તે ગયો ત્યાં હીમાચાર્ય હતા તેમણે કુમારપાળને કહ્યું કે તમે રાજ પામશો; તેથી ઉદાયન પાસે થોડું નાણું લઇને તે માળવે ગયો એટલે સાંભળ્યું કે સિદ્ધરાજ મરી ગયો, તેવોજ તે પાટણ આવ્યો ને કાહ્નદેવની મદદથી પચાશ વરસની ઉમ્મરે સન ૧૧૪૩ માં **કુમારપાળ** સિદ્ધરાજની ગાદીએ બેઠો.

સ—કુમારપાળ ગાદીએ બેઠા ત્યારે પ્રધાનવટી કોને આપી, અને [કોને સુખી કીધા ?

જ—કુમારપાળ ગાદીએ બેસતાંજ પોતાના મિત્ર ઉદાયનમંત્રીના છોકરા **વાઘભટદેવને** પ્રધાનવટી આપી, તથા અગાઉના પોતાના જાન બચાવનારા **કુંભાર** તથા બીજો **ખેડુત** એ બંનોને સુખી કર્યા.

સ—કુમારપાળે કેટલાં વરસ રાજ કીધું, ને ક્યારે મરણ પામ્યો, ને પછી એની ગાદીએ કોણ બેઠું ?

જ—૩૧ વરસ રાજ કરીને સન ૧૧૭૪ માં એના ભાઇ મહીપાળના દીકરા અજપાળે ઝેર દીધું તેથી મરી ગયો; એના પછી તે **અજેપાળ** ગાદીએ બેઠો.

સ—અજેપાળે કેટલાં વરસ રાજ કીધું, ને તેની ગાદીએ કોણ બેઠું ?

જ—૩ વરસ પછી તેનો છોકરો **બાળમુળરાજ** ૧૧૭૭માં બેઠો.

સ—બાળમૂળરાજ શાથી નામ પડયું. અને એના વખતમાં ગૂજરાત પર કયા મુસલમાને ચહડાઈ કરી હતી, અને તેનું શું થયું ?

જ—બાળમૂળરાજને બચપણમાં ગાદી મળી તેથી તે નામ પડયું છે; એના વખતમાં એટલે સન ૧૧૭૮ મા કોઈ **શાહબુદીનગોરી** નામના મુસલમાને ગૂજરાતપર ચહડાઇ કરી હતી, પણ તેને બાળમૂળરાજના કાકા ભોળાભીમદેવે હરાવીને કાહાડી મૂકયો હતો.

સ—બાળમૂળરાજ કેટલાં વરસ રાજ કરીને કયારે મરણ પામ્યો ને એના પછી એની ગાદી કોને મળી ?

જ—એણે બે વરસ રાજ કીધું, ને સન ૧૧૭૯ માં મરણ પામ્યો; પછી એનો કાકો **ભોળો ભીમદેવ** તેજ વરસે ગાદીએ બેઠો.

સ—ભીમદેવના વખતમાં કયા રાજાએ ગૂજરાત લૂટવાનો ઇરાદો રાખ્યો હતો, અને તેમાં તે ફાવ્યો કે નહીં ?

જ—એના વખતમાં માળવાનો રાજા **સોહડદેવ** ગૂજરાત લૂટવાને ઇસદે આવ્યો હતો, પણ તેનું કંઇ વળ્યું નહીં ?

સ—સોલંકીવશ કયાંસુધી અને કેટલાં વરસ ચાલ્યો ?

જ—સન ૯૪૨ થી તે ૧૨૨૫ સુધી એટલે ૨૮૩ વરસ.

## (વાઘેલા વંશ).

સ—સોલંકી વંશના છેલ્લા રાજા ભોળા ભીમદેવ પછી ગૂજરાતનું રાજ કોના હાથમાં આવ્યું, અને ગાદીએ કોણ બેઠું ?

જ—વાઘેલા વંશના પહેલા રાજા વીરધવળના હાથમાં સઘળો કારભાર આવ્યો, અને પછી તેનો છોકરો **વીશળદેવ** ગાદીએ બેઠો.

સ—વીરધવળ રાજાનાં પ્રધાનનું નામ શું, અને તેના હાથ નીચેના બીજા બે કોણ હતા ?

જ—એ રાજાનો પ્રધાન **આહાડચીવ** નામે હતો, અને તેના હાથ નીચે બીજા બે **વસ્તુપાળ** અને **તેજપાળ** કરીને ભાઇઓ હતા, તે-મણે રાજ ઘણું વધાર્યું હતું. [લ્લો બાંધ્યો હતો ?

સ—વીશળદેવ રાજાએ કયા શહેરો વસાવ્યાં, અને તેણે કયો કિ-

જ—એ રાજાએ **વીસનગર** અને **વીજાપોર** એવાં બે શહેરો વસાવ્યાં, અને **ડભોઇનો** કીલ્લો બાંધ્યો હતો.

સ—વીસનગર, વીજાપોર અને ડભોઇ એ શહેરો કયાં છે ?

જ—વીશનગર ગૂજરાતમાં વડનગરની પાસે, વીજાપોર વિશનગરની દક્ષિણે, અને ડભોઇ ગૂજરાતમાં વડોદરાની પાસે છે.

સ—ગૂજરાતની ગાદીપર વાઘેલા વંશના કેટલા રાજાઓ થયા, તે દરેકના અનુક્રમે નામ દો ? [અને કરણ ઘેલો એવા છ રાજા થયા.

જ—વીરધવળ, વીશળદેવ, ભીમદેવ, અરજુનદેવ, સારંગદેવ,

સ—વાઘેલા વંશ શાથી નામ પડયું ?

જ—કોઇ સોલંકી વંશનો રજપૂત લવણપ્રસાદ કરીને વાઘેલા ગામમાં રહેતો હતો તેથી એ વંશનું નામ પડયું.

સ—વાઘેલા વંશના છેલ્લા રાજા કરણના હાથમાંથી ગૂજરાતની ગાદી કોના હાથમાં ગઇ અને તે કયા સાલમાં ?

જ—મુસલમાનના હાથમાં, સન ૧૨૯૭ માં.

સ—ગૂજરાતની ગાદી મુસલમાનના હાથમાં શી રીતે ગઇ ?

જ—રાજા કરણ જ્યારે ગૂજરાતની ગાદીઊપર રાજ કરતો હતો

ત્યારે દીલ્હીની ગાદીઉપર જલાલુદીન ખીલજી નામે કોઇ મુસલમાન બાદશાહ હતો, તેના પછી કોઇ અલાઉદીન ખીલજી નામે પાદશાહ થયો તેણે પોતાના ભાઇ અલીફ્ખાં તથા વજીર નસરતખાંને ગૂજરાત જીતવાને મોકલ્યા હતા, તેમાં તેમને ને રાજા કરણને લડાઇ થઇ તેમાં કરણ હાર્યો ને દેવગઢ તરફ નાશી ગયો: ને તેની રાણીઓ, છોકરા, હાથીઓ વગેરે સર્વે મુસલમાનોના હાથમાં ગયું.

સ—ગૂજરાતપર મુસલમાને શા કારણથી સ્વારી કરી હતી, અને તે વિષે ભાટ લોકો શું કહે છે?

જ— ભાટ લોકો એવું બતાવેછે કે ગૂજરાતના રાજા કરણ પાસે માધવ અને કેશવ એવા બે પ્રધાન હતા, તેમાં માધવની બઇરી રૂપવંતી હતી તેને એ રાજાએ (કરણે) જબરજસ્તીથી છીનવી લીધી; અને વળી કેશવ પ્રધાનને મારી નાંખ્યા; તે ઉપરથી માધવે દીલ્હી જઇને અલાઉદીનને સમજાવી ગૂજરાતઉપર ચહડાઈ કરાવી, ને ત્યારથી મુસલમાને એ રાજ લઇ લીધું.

સ —એ વાઘેલા વંશની જે રાણીઓ લડાઇમાં પકડાઇ હતી, તેમાંની કઇને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી?

જ—એ લડાઇમાં જે રાણીઓ પકડાઇ હતી તેમાંની એક **કૈલાદેવી** નામે હતી તે ઘણી રૂપાળી, બુદ્ધિમાન, અને ચંચળ હતી તેને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી.

સ—વાઘેલા વંશ ક્યાંથી તે ક્યાસુધી, કેટલાં વરસ ચાલ્યો?

જ—સન ૧૨૨૫ થી ૧૨૯૭ સુધી એટલે ૭૨ વરસ.

## (ચાવડાવંશ).

## ગાદીએ બેઠા તથા રાજ કર્યાના વરસની વંશાવળી.

| રાજાનું નામ. | ગાદીએ બેઠો. | મરણ પામ્યો. | વરસ રાજ કીધું. |
|---|---|---|---|
| જયશીખરી. | ૬૯૬ | ૭૪૬ | ૫૦ |

| | | | |
|---|---|---|---|
| વનરાજ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગ્યરાજ. | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ખેમરાજ. | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભુવડ (પીથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વીજયશીંગ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદીત | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસંગજી | ૯૩૫ | ૯૪૨ | ૭ |

## (સોલંકી વંશ).

| | | | |
|---|---|---|---|
| મૂળરાજ. | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ |
| વલ્લભસેન. | ૧૦૨૫ | ૧૦૨૫ | ૦ |
| દુર્લભસેન. | ૧૦૨૫ | ૧૦૩૨ | ૭ |
| ભીમદેવ. | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ |
| કરણ. | ૧૦૭૨ | ૧૦૮૪ | ૧૨ |
| સિદ્ધરાજ જયસીંહ | ૧૦૮૪ | ૧૧૪૩ | ૫૯ |
| કુમારપાળ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ. | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમૂળરાજ. | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભોળો ભીમદેવ. | ૧૧૭૯ | ૧૨૨૫ | ૪૬ |

## (વાઘેલા વંશ).

| | | | |
|---|---|---|---|
| વીરધવળ. | ૧૨૨૫ | ૧૨૨૫ | ૦ |
| વીશળદેવ. | ૧૨૨૫ | ૧૨૬૪ | ૩૯ |
| ભીમદેવ. | ૧૨૬૪ | ૧૨૬૪ | ૦ |
| અરજુનદેવ. | ૧૨૬૪ | ૧૨૯૪ | ૩૦ |
| સારંગદેવ. | ૧૨૯૪ | ૧૨૯૬ | ૨ |
| કરણ વાંઘેલો. | ૧૨૯૬ | ૧૨૯૭ | ૧ |

# (ગૂજરાતી કહેવતો).

૧ ઢાઢિઆને મન હસવું થાય, પણ દેડકાને મન પૂછવું થાય.
૨ કેડમાં છોકરૂં ને ગામમાં ઢંઢેરો.
૩ મરજી હોય તો માળવે જવાય.
૪ સોમવતી અમાસને શુક્રવાર. (એટલે કોઇ દહાડો નહીં.)
૫ દેખવું નહીં ને દાઝવું નહીં.
૬ જેનો ઇલાજ નહીં તે તો ભોગવેજ છૂટકો.
૭ ઉડતો પવન વાતને લઇ જાય.
૮ પાંચ આંગળે પહોંચો સભધો.
૯ મ્હોડે મીઠાશ ને પેટમાં કાતી.
૧૦ સાત સોઇયાણીએ વેતર વંડે.
૧૧ કાલની વાત કાલે છે.
૧૨ એક પંથ ઓર દો કાજ.
૧૩ સમુદ્ર તરીને ખાબોચીઆમાં ડુબવું.
૧૪ વખત આવે બધું માલમ પડે.
૧૫ ખાખરની ખિસોડી સાકરનો સ્વાદ શું જાણે.
૧૬ અણી ચુકયો સો વરસ જીવે.
૧૭ સુથારનું મન બાવળીએ.
૧૮ આંગળીથી નખ વેગળા એટલા વેગળા.
૧૯ ચોરનારને ચાર આંખ, જોનારને બે.
૨૦ પંચ બોલ્યા તે પરમેશ્વર.
૨૧ નિવડે વખાણ.
૨૨ મારૂં નસીબ બે ડગલાં આગળનું આગળ છે, સાત સાંધે ને તેર તુટે.
૨૩ હાથીની પછવાડે સો કૂતરા ભસે છે, પણ હાથી કાંઇ લેખે છે?
૨૪ પોતે ખાતો પણ નથી ને બીજાને ખાવા દેતો પણ નથી, એ કોના ઘરની રીત.
૨૫ વિધાત્રીના લેખ ટાળ્યા નવ ટળે
૨૬ ભાવતું હતું ને વદે કહ્યું.
૨૭ તમારૂં આવરદા મોટું છે.
૨૮ કહ્યું તે કયા બરાબર માની લો.
૨૯ નવ બોલ્યામાં નવ ગુણ.
૩૦ આળસ દરિદ્રતાનું મૂળ છે.
૩૧ બોલે નહીં ત્યારે હાજ સમજવી.
૩૨ સબસે ભલી ચુપ.
૩૩ કપાળે કપાળે મત.
૩૪ હરખાને ઠેકાણે પરખો નાકરતા
૩૫ ચોર ચોરની વાત જાણે.
૩૬ અધુરો ઘડો ઘણો છલકાય.
૩૭ પૈસાને પાંખ છે.
૩૮ ઉતાવળે આંબા પાકે નહીં.
૩૯ રોકડું નાણું અડી વખતની ઢાલ છે.
૪૦ કૂવાને મ્હોડે ઢાંકણું; કાંઇ જગતને મ્હોડે ઢાંકણું છે?

## (દરેક શબ્દ સાથે તેનો વિરૂદ્ધ શબ્દ).

આગળ-હમણાં.
ઉંચ--નીચ.
ઉતાવળે--ધીમે.
ઉદય--અસ્ત.
ઉદ્યોગી- આળસુ.
ઉપકાર- અપકાર.
ઓલીઓ--કપટી.
કલ્પિત-બનેલી.
કુદરતી--બનાવટનું.
કૃતજ્ઞ- કૃતઘ્ન.
ખુશબો-બદબો.
ખુશી-દલગીરી.
જુવાની=ઘડપણ.
ડાહ્યો=ગાંડો.
દાતાર-કૃપણ.
દાનો-નાદાન.
ધર્મી--પાપી.
નફો=ખોટ.
નિર્મળ-મલિન.
નેકી-બદી.
પરણેલો=કુંવારો.
પૂરો-અધુરો.
પૈસાવાળો-ગરીબ.
પોતાનું--પારકું.
પહોર=હોણુ.

ફળદ્રુપ=ઉજ્જડ.
બચરવાળ દાંડ.
ભણેલો- મૂર્ખ.
ભલો લુચ્ચો.
ભારે-હલકો.
ભોગી--જોગી.
મરદાની--જનાની.
મિત્ર--દુશ્મન.
મીઠી--કરડી.
યાદ રાખવું-ભૂલી જવું.
રોકડા--ઉધાર.
વાયું-ગરમી.
વિવાહ=મૃત્યું.
વૃદ્ધિ- ક્ષય.
શરમાળ=નફ્ફટ.
શરૂ= સમાપ્ત.
શાહુકાર- ચોર.
શોભાસન=રાંડેલી.
શ્રેષ્ઠ= કનિષ્ટ.
સખી=સુમ.
સગો સાવકો.
સધવા- વિધવા.
સફળ- નિષ્ફળ.
સંપ=ટૂટ.
સુખ=દુ:ખ.

**સમાપ્ત.**

# THE ALPHABET(ધી આલફાબેટ) મૂળાક્ષર.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| A | a | *A* | *a* | એ | N | n | *N* | *n* | એન |
| B | b | *B* | *b* | બી | O | o | *O* | *o* | ઓ |
| C | c | *C* | *c* | સી | P | p | *P* | *p* | પી |
| D | d | *D* | *d* | ડી | Q | q | *Q* | *q* | ક્યુ |
| E | e | *E* | *e* | ઈ | R | r | *R* | *r* | આર |
| F | f | *F* | *f* | એફ | S | s | *S* | *s* | એસ |
| G | g | *G* | *g* | જી | T | t | *T* | *t* | ટી |
| H | h | *H* | *h* | એચ | U | u | *U* | *u* | યુ |
| I | i | *I* | *i* | આઈ | V | v | *V* | *v* | વી |
| J | j | *J* | *j* | જે | W | w | *W* | *w* | ડબલ્યુ |
| K | k | *K* | *k* | કે | X | x | *X* | *x* | એક્સ |
| L | l | *L* | *l* | એલ | Y | y | *Y* | *y* | વાઈ |
| M | m | *M* | *m* | એમ | Z | z | *Z* | *z* | ઝેડ |
| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |

# જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ સુરતમાં ચોકબજાર, નાણાવટ અને ભાગાતળાવના બુકસેલરો; **મુંબઈમાં** ભૂલેશ્વર આગળ માવજી જેરામના માળામાં **ડાહ્યાભાઈ જગજીવનદાસ,** કાળકાદેવી આગળ દામોદરદાસ ઈશ્વરદાસ તથા શેરીઆરજી હોરમસજી, પાયધોની, નં૦ ૨૨, ધ બુકસેલિંગ કું, વીઠ્ઠલવાડીને નાકે કૃષ્ણાજી બલાલ બુકસેલરો, ધોબી તળાવ આગળ એરચશા બેજનજી કરાણી બુકસેલર, કોટમાં જહાંગીરજી બેજનજી કરાણી તથા શાપુરજી ફરામજી માંડણ, તથા એમ. મીસ્ત્રીની કું. બુકસેલરો; **વલસાડમાં** દ્વારકાદાસ પરભુદાસ બુકસેલર. **ભરૂચમાં** ફતેપોરના બજારમાં કાગદી કાદરભાઈ બુકસેલર **રાજકોટમાં** પરસોતમ પરમાનંદ અને **કરાંચીમાં** કાનજી કરસનદાસ તથા હુસેનભાઈ ભાઈજીભાઈ, **કછમાંડવી** જીવરામ હરીશંકર દવે કછસુથરી પીતાંબરદાશ હરજીવન, પાસેથી વેચાતી મળશે. ચોપડીઓના કમીશન વગેરેનો બંદોબસ્ત કરવો હોય તો **મુંબઈમાં ડાહ્યાભાઈ જગજીવનદાસ** અને **સુરતમાં** સગરામપરે **મી૦ નગીનદાસ ફકીરભાઈ કાસીદાસને** પોષ્ટપેડ કાગળથી લખી જણાવવું.

૦—૧—૬ ગુજરાતી પે૦ ચોપડીના અર્થ.
૦—૨—૦ ગુ૦ બીજીના અર્થ.
૦—૩—૦ ગુ૦ ત્રીજીના અર્થ.
૦—૪—૬ ગુ૦ ચોથીના અર્થ.
૦—૫—૦ ગુ૦ પાંચમીના અર્થ.
૦—૬—૦ ગુ૦ છઠ્ઠીના અર્થ.
૦—૮—૦ ગુ૦ સાતમીના અર્થ.
૦—૩—૦ ગુ૦ બાળમિત્રના અર્થ.
૦—૨—૦ સુરત જીલ્લાની ભુગોળ.
૦—૧—૬ મુંબઈ ઈલાકાની ભુગોળ.
૦—૩—૦ હિંદુસ્તાનની ભુગોળ.
૩—૬—૦ રાજાઓની વંશાવળી.

૦—૬—૬ દોહેડા સંગ્રહ.
૦—૩—૦ ચિત્રપોથી.
૦—૧—૦ આંકની ચોપડી.
૦—૧—૦ કોષ્ટકની ચોપડી.
૦—૩—૦ પ્રાઈમરના મીનીંગ.
૦—૪—૦ અંગ્રેજી પહેલી ચોપડીના મીનિંગ તરજુમા સહિત.
૦—૬—૦ સેકન્ડ બુક પાર્ટ ફર્સ્ટના મીનિંગ તરજુમા સહિત.
૦—૧૦—૦ સે. બુ. પા. સે. ના મીનિંગ.
૧૦—૨—૦ થર્ડ બુકના મીનિંગ.
૦—૩—૦ ન્યુ. રો. પ્રા. ના મીનીંગ.